आगमोद्धारकग्रन्थमालाया ग्रन्थाङ्कः ३६

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

आगमोद्धारक-आचार्यप्रवरश्री-आनन्दसागरसूरीश्वरेभ्यो नमः

श्रीजैनशासनसौधस्तम्भायमानमहोपाध्याय-श्रीमद्धर्मसागरगणिविरचितं

★

# ॥ श्रीसर्वज्ञशतकम् ॥

( सव्वण्णुसयगं )

स्वोपज्ञवृत्तिसमलङ्कृतं

पण्डित-श्रीअमृतसागरगणिविरचितबालावबोधसमेतं च

★

: संशोधक :

प० पू० गच्छाधिपति-आचार्यश्रीमन्माणिक्यसागरसूरीश्वरशिष्यः
शतावधानी गणि-लाभसागरः

★

वीर सं. २४९४ विक्रम स. २०२४ आगमोद्धारक सं. १८

प्रतयः ५०० ] [ मूल्यम् १५-००

साधुभ्यो येन दत्ता जिनवचनविदा वाचना आगमानां
चिद्भक्त्या येन सर्वे जिनवरसमया उद्धृता वृत्तियुक्ताः।
जाते यस्योपदेशाज्जननयनहृरे मन्दिरे आगमीये,
भक्त्या नित्यं प्रवन्दे श्रमणततिनतं सूरिमानन्दसिन्धुम् ॥ १ ॥



: प्रकाशक :
आगमोद्धारकग्रन्थमालाना एक कार्यवाहक
शा. रमणलाल जयचंद
कपडवंज ( जि. खेडा )



: मुद्रक :
भाईलालभाई मोहनभाई पटेल
मेनेजिंग डीरेक्टर
सहकारी छापखानुं वडोदरा लि.
रावपुरा, वडोदरा.

# પ્રકાશકીય નિવેદન

પરમ પૂજ્ય ગચ્છાધિપતિ મૂલીનરેશપ્રતિબોધક વાત્સલ્યસિંધુ આચાર્યશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજના શુભ આશીર્વાદથી તેમજ વિદ્દદ્વર્ય બાલદીક્ષિત મુનિરત્નશ્રી સૂર્યોદયસાગરજી મહારાજની શુભ પ્રેરણાથી વિ૦ સં૦ ૨૦૧૦ માં કપડવંજ મુકામે આગમોદ્ધારક ગ્રંથમાલાની સ્થાપના થઇ છે. આ સંસ્થાએ ૧૪ વર્ષના આ ટુંક સમયમાં ૩૫ પ્રકાશનો પ્રગટ કર્યા છે.

સૂરીશ્વરજીની પુણ્યકૃપાએ. આ સટીક સબાલાવબોધ 'સર્વજ્ઞશતક' નામનો ગ્રંથ આગમોદ્ધારક ગ્રંથમાલાના ૩૬ મા રત્ન તરીકે પ્રગટ કરતા અમોને અત્યંત હર્ષ થાય છે આ ગ્રંથમા મૂલ–વૃત્તિ અને બાલાવબોધ એ ત્રણેયનો સમાવેશ છે. આ સંસ્થાના પ્રથમ રત્ન તરીકે પ્રતાકારે સટીક સર્વજ્ઞશતક પ્રગટ થઇ ચૂકયો છે પ્રાચીન ગુર્જરભાષાની જાણકારી માટે બાલાવબોધમા તેજ–પ્રાચીન ભાષા જ રાખી છે. તેમજ બીજા અધિકારના પહેલા છેલ્લા પાચ પાના મલતા ન હોવાથી પૂજ્ય ગચ્છાધિપતિશ્રીએ તેનું ગુજરાતી કરી આપેલ છે. તે બદલ અમો તેઓશ્રીના ખૂબ જ ઋણી છીએ.

આ ગ્રંથના પ્રકાશનમા પૂ૦ શાસનકંટકોદ્ધારક ઉપાધ્યાયશ્રી હંસસાગરજી ગણિવર્યશ્રીના શિષ્યરત્ન -જ્યોતિર્વિદ્દ ગણિવર્યશ્રી નરેન્દ્રસાગરજી મહારાજે આ ગ્રંથની સ્વહસ્તલિખિત સાત પુસ્તિકાઓ આપવાની ઉદારતા બતાવી છે અને પ્રેસકોપી પૂ૦ મુનિરાજશ્રી શશીપ્રભસાગરજી મ કરેલી છે તેમજ ઉપા૦ શ્રી હંસસાગરજી ગણિ મહારાજે આમુખ તથા મુનિરાજશ્રી પુણ્યોદયસાગરજી મહારાજે ઉપોદ્દઘાત લખી આપ્યો તે બદલ તેઓ સર્વેનો તેમજ આ પુસ્તકનું સંશોધન પ૦ પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી **માણિક્યસાગર સૂરીશ્વરજી** મ૦ ની પવિત્ર દૃષ્ટિ નીચે શતાવધાની લાભસાગરજી ગણિએ કરેલ છે તે બદલ તેઓશ્રીનો તેમજ જેઓએ દ્રવ્ય આદિની સહાય કરી છે. તે બધા મહાનુભાવોનો ઉપકાર માનીએ છીએ.

લિ૦

પ્રકાશક

राजकोटमंडन श्रीसुपार्श्वनाथभगवते नमोनमः

# * આ....મુ....ખ *

**પ્રભુશ્રી મહાવીર ભગવંતના** પ્રથમ ગણધર અને લબ્ધિના ભંડાર એવા **શ્રી ગૌતમસ્વામીજી** 'ગણ'ના નાયક ગણાય તેમ હોવા છતા માત્ર આયુષ્ય વધુ હોવાના કારણે જેઓ, પ્રભુએ સ્થાપેલ ગણ=શાસનસંઘની પ્રભુના શ્રીમુખે અનુજ્ઞા પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યા છે તે પંચમગણધર ભગવંત **શ્રી સુધર્માસ્વામીજીની** સીધી પાટપરંપરાના ગણાતા શ્રીમત્તપાગચ્છીય વિદ્વાન્ મહર્ષિઓને વિષે આજથી ચારસો વર્ષ પહેલા પ્રવર્તતા અનેક મહત્ત્વના મતભેદોના આ **'શ્રી સર્વજ્ઞશતક'** ગ્રંથને વિષે પૂ૦ ગ્રંથકારમહર્ષિએ આગમનીતિથી અને આગમગ્રન્થોની સાક્ષીએ ટંકશાળી સમાધાનો આપેલ હોઇને નિશ્શંક વાત છે કે–'સમ્યગ્દૃષ્ટિ વિદ્વદ્વરોને આ મૂલગ્રંથ સ્વોપજ્ઞવૃત્તિ તેમજ એ બન્નેનો અનુવાદ, નિજના આત્માને વિષે સમ્યગ્જ્ઞાનના અભૂતપૂર્વ દીવડાઓ પ્રકટાવનારો ભાસવાપૂર્વક આત્મભૂષણ બની રહેશે.'

**મોગલસમ્રાટ્ અકબર બાદશાહ** પ્રતિબોધક મહાન્ આચાર્યભગવંત **શ્રીવિજયહીરસૂરીશ્વરજી** મ૦ શ્રીના સહાધ્યાયી અને તેઓશ્રીના ગુરુવર ગચ્છાધિપતિ પૂ૦ આ૦ **શ્રીવિજયદાનસૂરીશ્વરજી** મ૦ શ્રીના પવિત્ર હસ્તે તેઓશ્રીને આચાર્યપદનું પ્રદાન કરાવનાર આ પૂજ્ય સમર્થ ગ્રંથકારમહર્ષિનું વિદ્વજ્જનવિખ્યાત એવું પ્રભાવક પુણ્યનામ છે **'પૂ૦ મહામહોપાધ્યાયજી શ્રી ધર્મસાગરજી ગણિવર.'**

કે **જેઓશ્રી**–પોતાના તે સત્તરમી સદીના સત્તાકાલે પ્રભુશાસનમાં સૂત્ર અને અર્થોમાં વિપરીત અર્થો કરીને પ્રવર્તતા કુમતવાદીઓને મધ્યાહ્નકાલીન સૂર્યની જેમ સર્વાંગ પ્રસ્વેદ ઝરાવે તેવા પ્રૌઢપ્રતાપી જ્ઞાનભાનુ હતા અને તેથી તે કાલે પ્રભુશાસનમાં તેઓશ્રી **'વાદિગજકેસરી–કુમતતિમિરમાર્તંડ–કલિકાલશ્રુતકેવલી'** ઇત્યાદિ બિરુદોથી નિરપવાદ ખ્યાત હતા.

**'પ્રભુશાસનમાં** તે કાલે પ્રભુના સિદ્ધાંતોનું પોતાનામાના પણ અનેક દ્વેષીઓ વચ્ચે પ્રાણસટોસટપણે નિડરતાથી રક્ષણ કરનાર તેઓશ્રી એક જ તેવા અસાધારણ શાસનપ્રાણ અને શૂરવીર શાસનરક્ષક સુભટ હતા' એમ તત્કાલીન ઇતિહાસ તથા **'શ્રી હીરસૌભાગ્ય મહાકાવ્ય'** અને **'શ્રી વિજયપ્રશસ્તિ કાવ્ય'**માં પણ ગવાએલી તેઓશ્રીની ઉજ્જવલ યશોગાથાઓ આદિને આધારે–તેઓશ્રીની હયાતિથી પ્રારંભીને અદ્યાપિ પર્યંતના સ્વ–પરપક્ષી પ્રતિસ્પર્ધી વિદ્વાનોને પણ–કબૂલ કરવું પડેલ હોઇને ભવિષ્યના પણ તેજોદ્વેષી વિદ્વાનોને શાસનના છેડા સુધી કબૂલ કરવું પડે તેમ છે.

વિદ્વદ્વાચકવરોએ પ્રભુશાસનના આ અજોડ જ્ઞાનકોહીનૂર પૂ૦ મહોપાધ્યાયજી મ૦ શ્રીના સર્વાંગીણ શાસનતેજનો અનુભવ કરવા માટે વિ૦ સં૦ ૧૯૯૩માં પૂ૦ બહુશ્રુત આગમોદ્ધારક આચાર્યદેવેશશ્રી આનંદસાગરસૂરીશ્વરજીએ, જામનગરથી પ્રસિદ્ધ કરેલ **'પ્રવચનપરીક્ષાની મહત્તા'** સંજ્ઞક સજજડ પ્રમાણોમય પ્રામાણિક નિબંધ સાદ્યંત મનનપૂર્વક વાચવો જરૂરી છે. એ નિબંધ વાચવાથી

તેઓશ્રી, 'સત્યનુ નિર્ભયતાપૂર્વક સમર્થન અને અસત્યનુ નિડરતાપૂર્વક ખડન કરવામા સ્વ-પરનો અશમાત્રય ભેદ નહિ ધરાવનારા નોધપાત્ર મધ્યસ્થ હતા' એ વાત પણ સ્મરણપટ 'પર કોતરાઇ જવા પામે તેમ છે

## દીક્ષા-ન્યાયાભ્યાસ-શાસ્ત્રાભ્યાસ અને વાદવિજય

તે પૂ૦ મહામહોદયી મહામહોપાધ્યાયજી મ૦ શ્રીના પ્રતિબોધક યાવજ્જીવ વિગયોના ત્યાગવાળા મહાસવેગી શ્રી 'જીવર્ષિગણિવર' હતા તેઓશ્રીની દીક્ષા તેમજ વડીદીક્ષા, પૂ૦ ગચ્છનાયક આચાર્યશ્રી આનદવિમલસૂરીશ્વરજી મ૦ શ્રીના પવિત્ર હસ્તે વિ૦ સ૦ ૧૫૯૫ કે ૯૬ મા થયા બાદ તેઓશ્રી પૂ૦ હીરસૂરિજી મ૦ સહ શ્રીદેવગિરિમા સમગ્ર ન્યાયશાસ્ત્રના પારગામી બન્યા હતા તેઓશ્રી, પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મ૦ શ્રી કરતા મોટા હોઇને 'શ્રી હીરસૌભાગ્ય કાવ્ય'માના '**कविना बुधेन संनिधिसंस्थितभाजा**' ઇત્યાદિ વચનો મુજબ-પૂ૦ આ૦ શ્રી હીરસૂરીશ્વરજી મ૦ શ્રીની શોભાને વધારનાર તરીકે પણ શાસનાલકાર હતા! તેઓશ્રીને સકલ પંચાગી આગમશાસ્ત્રોનો અભ્યાસ, પૂ૦ શ્રી હીરસૂરીશ્વરજી મ૦ શ્રીના ગુરુદેવ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજે પૂર્ણવાત્સલ્યભાવે કરાવેલ તેઓશ્રીએ જેમ સ૦ ૧૬૧૭ મા પાટણમા જાહેર વાદ કરીને ખરતરોને હરાવેલ, ખરતર પ્રધાન જેસલમેરમા પણ ખરતરોને જાહેર રીતે વાદમા ભારે ભોઠા પાડવા પૂર્વક હરાવેલ! તેમજ આણસૂરભડાર સુરતની 'દશવૈકાલિક પચપાટી'ની પુષ્પિકામાના લખાણ મુજબ સ. ૧૬૪૩ મા અકબર બાદશાહની સભામા પણ વાદ કરીને ખરતરોને હરાવેલ તેઓશ્રી પૂ. હીરસૂરીશ્વરજી મ. ના સ્વર્ગવાસ પછી બે વર્ષે એટલે કે સં. ૧૬૫૪મા ખભાતમુકામે સ્વર્ગત બન્યા હતા.

## તેઓશ્રીએ મહા અર્થગંભીર રચેલા ગ્રંથોની ઉપલબ્ધ યાદી.

તેઓશ્રીએ સ' ૧૬૧૫ મા પ્રથમ ગ્રથ 'તત્ત્વતરગિણી' બનાવ્યો! બાદ ૧૬'૭ મા પાટણ મુકામે ખરતરોને પરાભવિત કર્યા બાદ (૨)-ઔષ્ટ્રિકમતોત્સૂત્રપ્રદીપિકા, (૩)-ઉત્સૂત્રોદ્ઘાટનકુલક, (૪)-૧૬૨૮ મા કલ્પકિરણાવલી, (૫)-પ્રવચન પરીક્ષા તથા (૬)-પર્યુષણા દશશતક ગ્રંથ રચેલ બાદ (૭)-ઇર્યાપથિકી ષટ્ત્રિંશિકા, (૮)-જબૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકા, (૯)-ગુરુતત્ત્વપ્રદીપિકા, (૧૦)-સર્વજ્ઞશતક (૧૧)-વ્યાખ્યાનવિધિશતક, (૧૨)-મહાવીરસ્તવ, (૧૩)-તપાગચ્છપટ્ટાવલી, (૧૪) નવનિહ્નવી આદિ અનેક ભવ્ય અને પ્રૌઢતમ ગ્રથોની રચના કરી છે.

## આ અનુવાદગ્રન્થ, ત્રિવિધે અભિનંદનીય છે.

ઉપર પ્રૌઢ સસ્કૃત-પ્રાકૃતભાષામય વિદ્વદ્ભોગ્ય ગ્રથોમાના (ગ્રથકર્તાશ્રીની વિદ્યમાનતામા પૂ. સેનસૂરિજી મ. ના હાથે સ. ૧૬૪૨-૪૩ મા બે વખત ખરતરો સામે રાજસભામા વિજય મેળવીને અમદાવાદના મોગલસુબા ખાનખાનાના શાહીવાજિત્રો પૂર્વક અમદાવાદમા ફરીને તપાગચ્છનો 'જીતપડહો' વગડાવનાર) 'શ્રી પ્રવચન પરીક્ષા' ગ્રથની જેમ ગ્રથકર્તાના સ્વર્ગગમન બાદ (અમોએ સ ૨૦૧૧ મા પ્રસિદ્ધ કરેલ '**કુમતાહિવિષજાંગુલીમત્રતિમિરતરણિ**' ગ્રથમા જણાવ્યા મુજબ) માડવગઢમા જહાંગીર બાદશાહની સભામા પૂ ગચ્છાધિપતિ આ શ્રીવિજયદેવસૂરિજી મ તથા તે સ્વર્ગતમહોપાધ્યાયજી મ. શ્રીના પ્રખર વિદ્વાન્ શિષ્યરત્ન મહોપાધ્યાયજી શ્રીનેમસાગરજી ગણિવરના હાથે આણંદસૂરિ-તિલકસૂરિ-સિદ્ધિચદ્ર-ભાનુચદ્ર આદિ આણસૂરગચ્છીય પ્રખર વિદ્વાનોની સાથેના વાદમા જવલત વિજય મેળવીને બાદશાહ જહાગીરના શાહી

સામગ્રીવાળા વાજીંત્રોના ઠાઠપૂર્વકના સન્માન સહિત માડવગઢમા હાથીની અબાડીએ સોનાના થાળમાં ફરીને તથા તે પછી [ તે પૂ. મહો. શ્રીનેમિસાગરજી ગણિના ત્યાજ થએલા સ્વર્ગવાસ બાદ] અમદાવાદમા તેઓશ્રીનાય પ્રખર વિદ્વાન્ શિષ્ય પૂ. મુક્તિસાગરજી ગણિવર્યના હાથે સકલસંઘ સમક્ષ સફલ જાહેર ચર્ચા દ્વારા જૈનજગતભરના શ્રીસંઘોમા ટંકશાલી લેખાવા પામીને શ્રીમત્તપાગચ્છનો ચોમેર વિજયડંકો વગડાવનાર ) 'શ્રીસર્વજ્ઞશતક' નામના અભૂતપૂર્વ મહાગ્રંથનો આ વિદ્વદ્ભોગ્ય અનુવાદ ગ્રંથ, તે પૂ. સ્વ. મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર્યશ્રીના પ્રકાંડ વિદ્વાન્ શિષ્યરત્ન પૂ મહો. શ્રુતસાગરજી ગણિવરશ્રીના શિષ્યરત્ન પૂ મહો. શ્રી શાંતિસાગરજી ગણિવરના વિદ્વત્શેખર શિષ્યરત્ન શ્રી અમૃતસાગરજી ગણિપ્રવરશ્રીએ, તે પૂ. સ્વર્ગત ગ્રંથકર્ત્તા મહામહોપાધ્યાય શ્રીકૃત પ્રસ્તુત મૂલગ્રંથની પંક્તિએ પંક્તિના હાર્દને પણ સ્પર્શીને યથાશક્તિ અક્ષરશઃ શુદ્ધ બનાવેલ હોઈ ત્રિવિધે અભિનંદનીય છે

## દીર્ઘકાલીન વિસંવાદમાંથી મુક્ત કરનારી બીનાઓ.

આ અપૂર્વ ટંકશાલી અનુવાદ ગ્રંથથાથી નિમ્નોક્ત બીનાઓ તો તે ગ્રંથકર્ત્તાની હયાતિના અનેક વિસંવાદી મંતવ્યોને શાસ્ત્રાધારે નિર્ણીત અર્થમા પ્રાપ્ત થતી હોઈને સમ્યગ્દૃષ્ટિ કલ્યાણકામી જનોને દીર્ઘકાલીન વિસંવાદમાથી મુક્ત કરીને સત્ય અર્થથી વાસિત કરનારી છે. જેમકે—" ૧–કેવલી ભગવંતને અપવાદનો અભાવ હોય, ૨–અપ્રમત્તમુનિને પ્રાણાતિપાતાદિની પ્રતિસેવના આભોગે તો હોય જ નહિ, ૩–મુનિને નદી ઉતરવાની અનુજ્ઞામા કેવલી ભગવંતને જલના જીવોની વિરાધનાની અનુજ્ઞાનો અભાવ છે, ૪–માસભક્ષણમા સમ્યક્ત્વનું નાશકપણું છે, ૫–સમ્યગ્દૃષ્ટિ વાસુદેવાદિને માસભક્ષણનો અસંભવ, ૬–કેવલી ભગવંતને વાયુકાયની વિરાધનાનો અભાવ હોય છે, ૭–દ્રવ્યથી જે પ્રાણાતિપાતાદિ થાય તે છદ્મસ્થપણું જણાવનારા ચિહ્ન છે, ૮–પ્રાણાતિપાતાદિ ચિહ્નો મિથ્યાકારાદિ ચિહ્નોથી જણાય છે, ૯–કેવલી ભગવંતને આશ્રવનો સર્વથા અભાવ હોવાનું સમર્થન, ૧૦–કેવલિ ભગવંતને હેય અને ઉપાદેયનો અભાવ હોય છે, ૧૧–કેવલિ ભગવંતને અશક્યપરિહાર રૂપેય પ્રાણાતિપાતાદિ ન હોય, ૧૨–મિથ્યાદૃષ્ટિએ કરાતા ધર્માનુષ્ઠાનની પ્રશંસા કરવામા સમ્યક્ત્વના અતિચારનું બીજ રહેલું છે, ૧૩–પરમતમા જિનમતની જેવા અનુષ્ઠાન થાય તે વિફલ જેવા છે, ૧૪–મિથ્યાત્વ સહિતના અનુષ્ઠાન અનર્થના હેતુપણાવાળા છે, ૧૫–જમાલિને અનંતસંસાર છે, ૧૬–મરીચિનું 'અહિં પણ ધર્મ છે' એ વચન ઉત્સૂત્રમિશ્ર છે, ૧૭–ઉન્માર્ગગામીઓની ક્રિયાનો તિરસ્કાર કરવો ઉચિત છે." ઇત્યાદિ.

આ પરમ આત્મોપકારી ગ્રંથમા તેવા શુદ્ધપ્રરૂપણામય ટંકશાળી નિર્ણયો અનેક હોઈને અન્યત્ર ઉપલબ્ધ થવા દુર્લભ છે.

લી.

ઉ. હંસસાગર [ રાજકોટ સં. ૨૦૨૪ ફા શુ. ૭ બુધ. ]

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

# ઉપોદ્ઘાત

ઉપક્રમ—જીનેશ્વર ભગવાનના શાસનમા સ્વાધ્યાયને મહત્વ આપવામા આવ્યુ છે એ વાતનો છ પ્રકારના અભ્યતર તપમા નિર્દેશ છે તે ઉપરથી ફલિત થાય છે આથીજ મુનિઓ સ્વાધ્યાયમા મગ્ન રહેતા હોય છે. સ્વાધ્યાયની અનેકવિધ પ્રવૃત્તિઓમા એક પ્રવૃત્તિ ગ્રથરચનાની પણ છે. આને લીધે આજે આપણી પાસે અનેક ગ્રથો જોવા મળે છે. તેમા કેટલાએક અદ્વિતીય હોય છે. પ્રાય આ રચનાઓ સ્વપરના હિતાર્થે હોય છે. શ્રમણુનિર્ગ્રથો સ્વય નિસ્પૃહ હોય છે. તેમને ગ્રથકાર તરીકે ખ્યાતિ મેળવવાની સ્પૃહા હોતી નથી. છતા પણ બાલજીવોના બોધાર્થે ગ્રંથરચના કરતા હોવાથી તેઓ ગ્રથકાર તરીકે ગણાય છે વિક્રમની ૧૭ મી શતાબ્દીમા પણ સાહિત્યવિષયક અનેક ગ્રથો રચાયા છે એમા પ્રસ્તુત ' **सव्वण्णु-सयग** ' પણ એક વિશિષ્ટ કૃતિ છે. આના કર્તા મહામહોપાધ્યાય શ્રી **ધર્મસાગર ગણિવર** છે. આની ઉપર સ્વોપજ્ઞવૃત્તિ છે. તેમજ પૂજ્ય ધર્મસાગરજી ગણિના સતાનીઆ પડિત શ્રી **અમૃતસાગરજી** ગણિએ મૂલ તથા વૃત્તિનો બાલાવબોધ (અનુવાદ) રચેલ છે

પ્રસ્તુત ગ્રથમા મૂલ-વૃત્તિ અને બાલાવબોધ એ ત્રણેય છે. તેથી પ્રથમ મૂલકારના પરિચયથી ઉપોદ્ઘાતની શરૂઆત કરીશુ.

## ગ્રંથકર્ત્તાના જીવન અને કવન

પૂજ્ય મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર શાસનના અણમોલ જવાહીર અને તે સમયના સિદ્ધાતના અપ્રતિમ-સમર્થ જ્ઞાતા હતા આ મહાપુરુષના જન્મ તથા બીજી બાબતો વિશેષ રીતે ઉપલબ્ધ થતી નથી. કારણકે શાસનના કાર્ય કરનારાઓને પોતાના નામની જરાય દરકાર હોતી નથી પછી પરિચય આદિની તો વાતજ કયાથી ! આપણે જેમ જેમ પૂર્વકાલ તરફ દષ્ટિક્ષેપ કરીશુ તેમ તેમ આ વાત સ્પષ્ટ રીતે અને દઢપણે જણાશે. નિમ્નલિખિત એક પ્રસગ ઉપરથી આપણે જાણી શકીશુ કે આપણા પૂર્વજોને આ બાબતોની પોતાના મનમા કોઇ કિંમત નહોતી. તેમને મન તો શાસનની જ અમૂલ્ય કિંમત હતી. જુઓ રાજા સપ્રતિએ આર્યસુહસ્તિસૂરિજી મહારાજાના ઉપદેશથી સવાક્રોડ જિનપ્રતિમાઓ ભરાવી હતી પરતુ કયાય પણ પોતાના નામનો ઉલ્લેખ કર્યો નથી. આ આપણા પૂર્વજોની નિસ્પૃહતા હતી તેમ છતા પણ ' પૂ. મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિ ' સબધિ જે માહિતી મળે છે તે અત્રે પ્રગટ કરીશુ

જન્માદિ—આ મહાપુરુષનો **જન્મ** વિ. સ ૧૫૭૯ મા થયો હોવો જોઇએ **જન્મસ્થાન** નિશ્ચિત જાણી શકાતુ નથી તેઓ ઓશવાલ વશના હતા. આજીવન વિકૃતિત્યાગી શ્રી **જીવર્ષિગણિ** તેમના પ્રતિબોધકગુરૂ હતા જયારે **દીક્ષા** પ્રાય વિ. સ. ૧૫૯૫ અગાઉ તપગચ્છાધિપતિ ક્રિયોદ્ધારક શ્રી **આણદવિમલસૂરિજીના** પવિત્ર હસ્તે થઈ હતી. અને આચાર્યશ્રી **રાજસાગરસૂરિજીના** શિષ્ય આ. શ્રી **વૃદ્ધિસાગરસૂરિજીના** શિષ્ય તરીકે જાહેર કરાયા આ હકીકત તેઓશ્રીના પ્રશિષ્ય ઉપાધ્યાય શ્રી **શાંતિસાગર** ગણિવરે રચેલ કલ્પસૂત્રની ' કલ્પકૌમુદી ' નામની ટીકા ઉપરથી સમજી શકાય છે. ગણિપદ સબધિ કોઇ સ્પષ્ટ માહિતી મળતી નથી. પરતુ વિ. સ ૧૬૦૬ પહેલા તો અવશ્ય થઇ હતી. કારણકે તેઓશ્રી ' જગદ્ગુરૂ ' ની સાથે દેવગિરિ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવા ગયા ત્યારે તેઓશ્રી ગણિપદથી અલંકૃત હતા. તે વાત હીરસૌભાગ્ય કાવ્યની ૨૭૦ પત્ર પરની શ્લોક ૭૧ સર્ગ ૬ ની ટીકાના ' **पण्डितेन च अर्थात् धर्मसागरगणिना** ' એ

| ક્રમાંક | નામ | વિષય | રચના સંવત | પ્રકાશક | પરિમાણ |
|---|---|---|---|---|---|
| ૧૩ A | जंबुद्दीवपण्णत्ती टीका | જંબુદ્વીપનો પરિચય | ૧૬૩૯ | અપ્રકાશિત | |
| ૧૪ B | तत्ततरंगिणी ( तत्त्वतरङ्गिणी ) | તિથિવિચાર | ૧૬૧૫ | ઋ. કે. પેઢી | ૬૨ |
| ૧૫ | ,, वृत्ति | ,, | — | રતલામ સં ૧૯૯૦ | |
| ૧૬ C | धर्मतत्त्वविचार | તાત્ત્વિક વિચારણા | — | | |
| ૧૭ D | नयचक्र सटीक | નયોની વિચારણા | — | | |
| ૧૮ | पज्जोसवणादसगाहासयग ( पर्युषणादशगाथ क ) सटीक | પર્યુષણા તિથિ નિર્ણય | — | ઋ કે. પેઢી રતલામ સં ૧૯૯૨ | ૧૧૦ |
| ૧૯ E | म गोत्र | ઋષભદેવનું ગુણોત્કીર્તન | ૧૬૨૬ | | |
| ૨૦ | महावीरविज्ञप्तिद्वात्रिंशिका | દિગંબરાદિ દશ મતોની | ૧૬૧૯ | આગમો૦ ગ્રંથ૦ | ૩૨ |
| ૨૧ F | ,, वृत्ति | આલોચના | | સં. ૨૦૧૮ | ૧૧૫૦ |
| ૨૨ | वीरजिणथोत्तं (वीरजिनस्तोत्रम्) | મહાવીર પરમાત્માની સ્તુતિ | — | આગમો૦ ગ્રંથ૦ | |
| ૨૩ | ,, अवचूरि | | | સં. ૨૦૧૮ | |
| ૨૪ | षोडशश्लोकी | જઘન્યાદિ ઉત્સૂત્રોનું નિરૂપણ | — | આગમો૦ ગ્રંથ૦ | ૧૬ |
| ૨૫ | ,, वृत्ति | | | સં. ૨૦૧૮ | |
| ૨૬ | सव्वण्णुसयग ( सर्वज्ञशतक ) | સર્વજ્ઞનું સ્વરૂપ | — | આગમો૦ ગ્રંથ૦ | ૧૨૩ |
| ૨૭ | ,, वृत्ति | | ૧૬૫૦ | સં. ૨૦૧૨ | |
| ૨૮ | सुत्तवक्खाणविहिसयग ( सूत्रव्याख्यानविधिशतक ) | સૂત્રની વ્યાખ્યાનો ક્રમ | — | આગમો૦ ગ્રંથ૦ | ૧૦૦ |
| ૨૯ | ,, वृत्ति | | — | સં. ૨૦૧૮ | |

A.-આ વૃત્તિ અત્યારે પ્રાપ્ત થતા જંબુદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકાઓમા સૌથી પ્રાચીન-છે શ્રુતસાગરગણિ પણ આની ટીકાના ઉલ્લેખ કરે છે. ( પ્રશસ્તિ સંગ્રહ )

B. આનું ભાષાંતર શાસનકંટકોદ્ધારક ઉપા૦ શ્રી હંસસાગરજી ગણિએ બહાર પાડેલ છે

C આ ગ્રંથ અપ્રાપ્ય છે.

D. આ ગ્રંથ અપ્રાપ્ય છે.

E. આનો પ્રારંભ ' ऋषभदेवपदाम्बुज 'થી થાય છે અપ્રાપ્ય છે.

F. આને કેટલાક ' वर्द्धमानद्वात्रिंशिका ' પણ કહે છે.

## ભ્રાંત ઉલ્લેખો અને તેનું નિરાકરણ

મોટા ભાગના કેટલાએકનું એમ માનવું છે કે-'**उत्सूत्रकन्दकुद्दाल**' અપરનામ '**गुरुतत्त्वप्रदीप**'ના રચયિતા પૂજ્ય મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર્ય છે પરંતુ આ વાત ભ્રામક છે. કેમકે તેઓ આ ગ્રંથના કર્તા છે જ નહિં. એમણે પોતાના ગ્રંથોમા આ ગ્રંથની સાક્ષિઓ લીધી છે જુઓ–ઔષ્ટ્રિકમતો૦ પત્ર ૧–૨–૩–૪ વિગેરે તથા પ્રવચન પરીક્ષા પત્ર–૧૭૬ તૃતીયવિશ્રામમા ૫૯ મી ગાથાની વૃત્તિ વિગેરે.

## ગુરૂતત્ત્વપ્રદીપ ગ્રંથની રચનાનો સમયનિર્ણય

આ '**गुरुतत्त्वप्रदीप**' નામક ગ્રંથના કર્ત્તાના નામનો ઉલ્લેખ મળતો નથી. આ સ્વોપજ્ઞવૃત્તિવાળા ગ્રંથની રચના વિક્રમની ૧૪ મી શતાબ્દીમા થઇ છે આ ગ્રંથમા '**त्रिस्तुतिक**' મતનું ખંડન છે. અને તે મતની ઉત્પત્તિ સં. ૧૨૫૦ મા થઇ છે. તેથી સં ૧૨૫૦ પછી આ ગ્રંથની રચના થઇ છે વળી સોમસુંદરસૂરિજીના સામ્રાજ્યમાં મુનિસુંદરસૂરિજીના શિષ્ય પંડિત હર્ષભૂષણકૃત '**श्राद्धविधिविनिश्चय**' નામનો ગ્રંથમાં (આ ગ્રંથ અપ્રકાશિત છે) પણ આ ગ્રંથના એક શ્લોકની સાક્ષી આવે છે. જુઓ—'**हुं नन्देन्द्रियरुद्रकालजनितः**' ઇત્યાદિ આ શ્લોક ગુરૂતત્ત્વપ્રદીપના પ્રથમવિશ્રામમા ૨૧ મો શ્લોક છે, જો કે ગુરૂતત્ત્વપ્રદીપમા જે શ્લોક છે તે, અને શ્રાદ્ધવિધિવિનિશ્ચયમા જે શ્લોક છે તેમા થોડો ફરક છે, ગુરૂતત્ત્વપ્રદીપમા આ શ્લોકનું ચતુર્થ ચરણ–'**काले त्रिस्तुतिको मतद्वयमयः पञ्चापि पक्षा अमी**' આ પ્રમાણે છે. જ્યારે શ્રાદ્ધવિધિવિનિશ્ચયમા '**वर्षे त्रिस्तुतिक कलौ जिनमते जाता स्वकीयाऽऽग्रहात्**' આ પ્રમાણે છે છતા પણ એ શ્લોક શ્રાદ્ધવિધિવિનિશ્ચયકારનો નથી. કારણકે–પોતે આ શ્લોકની શરૂઆત કરતા પહેલા '**तथाहि**' આ પ્રમાણે લખે છે અને પાના ૪૪ ઉપર '**विश्वार्ककालेऽञ्चलः**' **इतिवचनात्** આ પ્રમાણે લખે છે. અત્ર **वचनात्** એ શબ્દ પ્રાયઃ અન્યરચિત-શ્લોકાદિની સાક્ષીમા મુકાય છે શ્રાદ્ધવિધિવિનિશ્ચયની રચના વિ. સં. ૧૪૮૦ ની છે તેથી ગુરૂતત્ત્વપ્રદીપની રચના ૧૪૮૦ ની પહેલાની છે તે નિશ્ચિત છે વળી આની રચના ૧૪ મી શતાબ્દીની છે. તે પૂજ્ય ગ્રંથકાર સ્વયં આ ગ્રંથના ૮મા વિશ્રામના ૧૪ મા '**एतत्तु क्षेमकीर्त्त्याद्या**' શ્લોકમા જણાવે છે કે–ગુરૂશિષ્યના ક્રમવાળુ, આગમાનુસાર આ ચારિત્ર આચાર્યશ્રી વિજયચંદ્રસૂરિજીના શિષ્ય આચાર્યશ્રી ક્ષેમકીર્ત્તિસૂરિજી વિગેરેમા છે (જુઓ ૧૪ મા શ્લોકની વ્યાખ્યા) આ ઉપરથી નક્કી થાય છે કે–ક્ષેમકીર્ત્તિસૂરિજીના સમયમા આ ગ્રંથકાર થયા છે. અને ક્ષેમકીર્ત્તિસૂરિજી વિક્રમની ૧૪ મી શતાબ્દીમા થયા છે. શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિજીએ વિ. સં. ૧૩૩૨ મા બૃહત્કલ્પસૂત્ર ઉપર વૃત્તિની રચના કરી છે. તેથી આ ગ્રંથકાર પણ તે સમયે વિદ્યમાન હતા એમ ફલિત થાય છે. તેથી આ ગ્રંથ પણ ૧૪ મી શતાબ્દીનો નક્કી થાય છે તથા ગ્રંથકાર સ્વયં વિશ્રામ. ૭ ના ૨૫ ના શ્લોકની વૃત્તિમાં જણાવે છે કે–'**श्री वस्तुपाल. श्री तेजपाल-साधुश्रीपेथड-साधुश्रीरत्नसिंहप्रभृतयोऽधुना–वर्त्तमानकाले तुर्यस्तुत्या–तुर्यस्तुतिबहुमानेन भं० श्रीवयजलप्रभृतयश्च शासनप्रभावका अभूवन्।**'

વસ્તુપાલ–તેજપાલ–સાધુશ્રી પેથડ–સાધુશ્રી રત્નસિંહ વિગેરે વર્તમાનકાલમાં ચતુર્થસ્તુતિના બહુમાનકરવા વડે ભ. શ્રી વયજલ વિગેરે શાસનના પ્રભાવકો થયા.

આ ગ્રંથની પ્રતો પૂના (ભાંડારકર) છાણી, અમદાવાદ, સુરત (જૈન આનંદ પુસ્તકાલય આગ્રા, વડોદરા, વિગેરે સ્થલોએ છે.

આ ગ્રંથની અત્યારે મળતી પ્રતોમા પ્રાચીન પ્રત સં. ૧૬૮૩ની લખેલી હોય એમ હાથપોથીઓની પ્રશસ્તિઓના સગ્રહમા એક હાથપોથી ૧૬૮૩ની હોવાનો ઉલ્લેખ છે તે ઉપરથી જણાય છે. અને એ પ્રત પાટણની કોઇ પ્રત ઉપરથી ઉતારી છે. અને તે પ્રત ( પાટણમા ) વિમલસાગરજી ગણિ. જ્ઞાનસાગરજી ગણિ. વિનયસાગરજી ગણિ. અને વિવેકવિમલ ગણિ આ ચાર જણાએ સં. ૧૬૩૬માં ઉતારી છે આ વાત જિનરત્ન કોશ પૃષ્ઠ ૧૦૭મુ જોતા જણાય છે. સં. ૧૬૦૬મા પ્રત ઉતારવાની વાત વિસ્તારથી 'ગુરૂતત્ત્વપ્રદીપની પ્રશસ્તિમા વિવેકવિમલ ગણિ જણાવે છે. ગુરૂતત્વપ્રદીપની પાછલ આ પ્રશસ્તિ છે. અને આ પ્રશસ્તિ જિનરત્ન કોશમા પૃષ્ઠ ૧૦૭મા ઇગ્લીશમા છપાએલી છે

બીજુ ગુરૂતત્ત્વપ્રદીપમા તો પાચ કુમતોનું ખડન છે. જુઓ. '**हुं नन्देन्द्रियरुद्रकालजनितः पक्षोऽस्ति राकाङ्कितो**' इत्यादि ( વિશ્રામ ૬ ગાથા ૨૧ ) જ્યારે પૂજ્ય ધર્મસાગરજીએ દશ કુમતોનું ખડન કર્યું છે. જુઓ. '**श्रीमद्विक्रमतोङ्करामरजनीड् वर्षे वशामुक्त्यवाक्**' इत्यादि ( મહાવીરદ્વાત્રિંશિકા શ્લોક ૫ ) તેમજ પૂજ્ય મહામહોપાધ્યાયજી આ ગ્રંથની સાક્ષી ઘણે સ્થાને મૂકે છે. પણ કયાય '**मत्कृत**' શબ્દનો પ્રયોગ કર્યો નથી. જુઓ પર્યુષણા દશ શતક ગાથા ૧૦૭મા પૂજ્ય મહામહોપાધ્યાયજી જણાવે છે કે. '**विस्तरतस्तु मत्कृतकल्पकिरणावलीतो बोध्यः**' અહિં જણાવ્યુ છે કે 'મારી કરેલી' પણ કયાય ગુરૂતત્વપ્રદીપની સાક્ષીમા '**मत्कृत**' શબ્દનો પ્રયોગ કર્યો નથી.

આજે કહેવાતા વિદ્વાનો ગુરૂતત્વપ્રદીપના તેઓશ્રીને કેવલ કર્તા તરીકે માને છે એમ નહિ તેઓ તો એમ પણ કહે છે કે. આ ગુરૂતત્વપ્રદીપ ગ્રંથને જલશરણ કર્યો, 'ધર્મસાગરજી મ. ને ગચ્છબહાર કર્યા વિગેરે જુઓ: 'આચાર્યશ્રીએ '**उत्सूत्रकन्दकुद्दाल**' અને '**तत्त्वतरङ्गिणी**' ગ્રથને પડિત સુરચદ્ર ગણિ પાસે પાણીમા બોળાવ્યા અને મહામહોપાધ્યાયશ્રી ધર્મસાગર ગણિને પરિવાર સહિત ગચ્છમા દાખલ કર્યા' ( જૈન પરપરા૦ પત્ર ૭૧૬ ) પૂજ્ય વિજયદાનસૂરિજી મ. આ બન્ને ગ્રથો જલશરણ કરે તે વાત માનવામા આવે તેવી નથી કારણકે તે બન્ને ગ્રથોમા અપ્રામાણિક ગણાય તેવુ કશુય લખાણુ નથી. જો કોઇ એમ કહે કે તેમા ગુરૂતત્વપ્રદીપમા દરેક કુમતીઓને નિહ્નવ કહ્યા માટે અપ્રામાણિક છે. માટે આ ગ્રંથો જલશરણ કર્યા તો એ વાત પણ ખોટી છે કારણકે. અનેક આગમો પર ટીકા રચનાર આ શ્રી. મલયગિરિજી મહારાજા પણ ઉપધાનને નહી માનનારને આવશ્યકસૂત્રની ટીકામા નિહ્નવ તરીકે જણાવે છે જુઓ. '**सप्तैते-अनन्तरोदिताः, उपलक्षणमेतत् तेनोपधानापलापिनोऽपि "निह्नवा खलु" त्ति तीर्थ-वितमर्थमभिनिवेशात् निह्नवते-प्रपञ्चतोऽपलपन्तीति निह्नवाः, एते च मिथ्यादृष्टय सूत्रोक्तार्थापलपनात्**' ( પત્ર ૪૦૧ ) આમા સ્પષ્ટ જણાવે છે કે—સાતશબ્દ ઉપલક્ષણ છે. તેથી બીજા પણ ઉપધાનના અપલાપી છે તે પણ નિહ્નવ છે અને એજરીતે આ બીજાને પણ નિહ્નવ કહ્યા છે. તે યથાર્થ છે. તેથી તે બને ગ્રથો અપ્રામાણિક ઠરાવવાનો અને જલશરણ કરવાનો સવાલ ઉભો થતો નથી આ બંને સવાલ ઉભા ન થાય તો પછી પૂ 'મહામહોપાધ્યાયજીને ગચ્છ બહાર કરવાની અને તેઓશ્રીને પાછા ગચ્છમા લેવાની વાતોનો સવાલ ઉત્પન્ન થતો નથી. અને આ હકીકત શેના આધારે લખે છે તે તો કોઇ જણાવતું નથી. આ હકીકતો તેમના વિરોધિઓ કે જેઓ તેમના જ નહીં પણ શાસનના પણ વિરોધિઓ છે. તેઓએ જે લખ્યુ છે. તેને સાચુ માનીને આવી અસત્ય હકીકતો લખે છે. તેઓ પોતાની બુદ્ધિનો પણ સમજદારી પૂર્વક ઉપયોગ કરતા નથી ઉપર મુજબની જો હકીકત બની હોય તો તે વખતના ગ્રંથોમા શામાટે કોઇ જાતનો ઉલ્લેખ જોવામા આવતો નથી. પૂજ્ય જગદ્ગુરૂ સં. ૧૬૫૪ મા નિર્વાણ પામ્યા ત્યાસુધીના કોઇપણ ગ્રંથોમા આ બાબતનો ઉલ્લેખ સંભવતો નથી. પરતુ જ્યાં ઉલ્લેખ છે. ત્યા તો તેઓશ્રીની પ્રશસા

કરવામાં આવી છે. અને જો ખરેખર 'उत्सूत्रकन्दकुद्दाल' ગ્રંથને તેમા જે અન્યગચ્છવાળાઓને નિહ્નવ કહ્યા છે. તે માટે જલશરણ કર્યો હોય તો જગદ્ગુરુ કદી પણ 'કુપક્ષકૌશિકસહસ્રકિરણ' ગ્રંથને 'પ્રવચનપરીક્ષા' એવુ નામ ન આપે અને વિજયસેનસૂરિ મહારાજા પણ પ્રવચન પરીક્ષા–ધર્મતત્ત્વવિચાર–સર્વજ્ઞશતક વિગેરે ગ્રંથોને પ્રામાણિક ઠરાવે છે. તે ઠગવત નહીં (જુઓ-જૈન પરંપરા. પત્ર ૭૨૭)

તથા કેટલાએક એમ કહે છે કે– 'તેઓશ્રીએ કુમતિમત કુદ્દાલ વિગેરે ગ્રંથો બનાવ્યા અને તેને જલશરણ કર્યા જુઓ–' તપગચ્છપટ્ટાવલી ' ભાષાન્તર ઉપાધ્યાયશ્રી ધર્મસાગરજીનો જીવનપરિચય પૃષ્ઠ ૨૯ ' અને તપગચ્છાધિપતિ શ્રી વિજયદાનસૂરિજીએ તેમના કેટલાએક ગ્રંથો–(कुमतिमतकुद्दाळ વિગેરે) જલશરણ કરવા પડ્યા હતા ' પૂજ્ય મહામહોપાધ્યાયજીએ આ નામનો કોઇ ગ્રંથ બનાવ્યો જ નથી. પછી તેને જલશરણ કરવાની વાત આવી કયાથી ? જરા પણ સત્યખોજની દરકાર રાખ્યા વગર લખવુ તે યોગ્ય નથી. વ્યવહારમા પણ કહેવત 'ગાડરીઆ પ્રવાહ' ની ચાલે છે તે વાત આમા પણ સ્પષ્ટપણે દેખાય છે. જેમ ગાડરીઆ (ઘેટા) એક જાય તેની પાછળ બધાય ચાલ્યા જાય પણ બીજો કશો વિચાર ન કરે તે દશા આ લોકોની છે એકે લખ્યુ એટલે બીજાએ લખ્યુ પણ તેની સત્યતાની જરા તપાસ કરવાની દરકાર ન કરી જો થોડી પણ સત્ય પ્રાપ્ત કરવાની તમન્ના રાખી હોત તો જરૂર સત્ય સમજી શકાયુ હોત અને તેઓ પણ સમાજને ખોટે રસ્તે દોરવાના દોષમાથી બચી શક્યા હોત પરંતુ ખરેખર દુ:ખની વાત છે કે–તેઓ આ દોષમાથી બચી શકયા નથી.

'સોહમકુલરત્નપટ્ટાવલી' રાસમા દીપવિજયજી આ પ્રમાણે લખે છે—' તિણે સમે ધરમસાગર ગણિ, વાચકરાય મહંત । 'કુમતિકુદ્દાલે' ઇતિ નામ છે કીઓ ગ્રંથ ગુણવંત ॥૩॥ બહુ પંડિત સંમત સૂરિ ગ્રંથ કીઓ અપ્રમાણ । વાચક ગચ્છ બાહિર કીઆ, પેઢી ત્રણ્ય પ્રમાણ ॥૪॥ આણુંદસૂરિ ગચ્છ વર્ણન પત્ર ૯૭ ) જો કે–આ પછીની ગાથાઓમા તપગચ્છાધિપતિશ્રી વિજયદેવસૂરિજી મહારાજા ઉપર પણ પોતાના મનથી ઉપજાવી કાઢેલી કે જેમા સત્યનો અંશ નથી એવા અક્ષમ્ય આક્ષેપો કરી ગણધરની પાટપર પરામા આવેલા છે એવા શાસનના નાયકની આશાતના કરી છે અને એવુ તો ઘણુ લખ્યું છે પણ તે અત્યારે 'પ્રસ્તુતવિષયગત ન હોવાથી આપણે તેનો વિચાર કરતા નથી.' કુમતિકુદ્દાલ નામનો કોઇ ગ્રંથ જ્ઞાનભંડોરોમાં જોવામા આવતો નથી. મહામહોપાધ્યાય ધર્મસાગરજી મહારાજના પોતાના કોઈપણ ગ્રંથમા કોઇપણ ઠેકાણે ઉલ્લેખ તો શુ પણ તેનો ઇશારો પણ મળતો નથી તેમજ તેમના શિષ્યાદિકોએ પણ કયાય ઉલ્લેખ કર્યો નથી. આ નામ તો કેવલ દીપવિજયજીના માનસમા ઉત્પન્ન થયું છે. એ સિવાય કયાય આનું નામનિશાન મલતું નથી આથી એમને ગચ્છબહારની વાતનો અવકાશ નથી રહેતો. બાકી તો કાગળ, કલમ, શાહી એમ ત્રણ વસ્તુ મલે તેને મનફાવે તેમ લખતા કોણ રોકી શકે છે. અસત્ય લખવામા દોષ ન માનતા હોય, જે આણુંસૂરગચ્છ ઉપરના દષ્ટિરાગથી અવ્યુચ્છિન્ન પાટપર પરામા આવેલા જેઓ છે. અને શ્રી વિજયસેનસૂરિજી મહારાજાએ જેને સ્વપદ ઉપર સ્થાપન કર્યા છે અને જેઓ તે વખતમા શાસનના માત્ર એક જ અધિપતિ હતા એવા શ્રી વિજયદેવસૂરિજી મહારાજાની તેની વિરુદ્ધ રાસકાર લખી શકે છે. તો પછી પૂજ્ય મહામહોપાધ્યાયજીની વિરુદ્ધ લખે તેમા આશ્ચર્ય શુ ? અર્થાત્ કશુ જ નહીં કારણકે સજ્જનોનુ કામ કાર્ય કરવાનું છે અને તેના કાર્યની નિંદા કરવાનુ કામ દુર્જનોનુ છે. અને જો દુર્જનો જો પોતે એ કાર્ય ન કરે તો સજ્જનોની ખ્યાતિ પણ ન થાય સૂર્ય સામે ગમે તેટલા વાદલો થાય પણ અંતે વિલય તો વાદળોનો જ થાય છે. સૂર્યનો નહીં. વળી સૂર્ય સામે ધૂળ ફેંકવાથી નુકશાન ફેંકનારને જ થાય છે. સૂર્યને નહીં.

વલી મોહનલાલ દલીચંદ દેશાઇ 'આનંદ કાવ્ય મહોદધિ' મૌક્તિક ૭ ની પ્રસ્તાવનામા (કવિવર સમયસુંદર એ હેડીંગથી) ત્રીજા પાનામા આ પ્રમાણે લખે છે.– તપગચ્છીય વિદ્વાન્ પણ ઉગ્રસ્વભાવી સાધુએ '**कुमति कन्द-कुद्दाल**' યાને '**प्रवचनपरीक्षा**' નામનો ગ્રંથ બનાવી તપગચ્છ સિવાયના અન્ય સર્વગચ્છ અને મત સામુ આક્ષેપ મુકયા.' મો. દ. દેશાઇએ તો ગપગોળા ફેકવામા કાંઇ બાકીજ નથી રાખી. પોતે હાઇકોર્ટના વકીલ છે. છતા પણ સત્યને પ્રાપ્ત કરવાની દરકાર રાખ્યા વગર, સારી ભાષાનો પણ વિવેક કર્યા વગર જેમ તેમ લખે છે. તે ખરેખર દુઃખદ છે. તેમની મહત્તા અને અભ્યાસને પણ કલંકિત કરનાર છે તેઓ લખે છે કે–' ઉગ્રસ્વભાવી સાધુએ ' કેવુ કનિષ્ટ વિશેષણ છે. શાસનસેવાની એક માત્ર તમન્નાથી સુવિશુદ્ધ ગ્રંથરચયિતાને આ મહાશય (મો. દ.) ' ઉગ્રસ્વભાવી ' વિશેષણથી નવાજે છે. સત્યમાર્ગને બતાવનાર માટે આ વિશેષણ વાપરે છે. ગ્રંથોમાં લખાએલી કડક ભાષા ઉપરથી એમ નક્કી ન કરી શકાય કે, લખનાર પણ ઉગ્ર છે. વળી આગળ લખે છે કે— '**कुमतिकन्दकुद्दाल**' યાને '**प्रवचनपरीक्षा**' આના જેવુ બીજુ ગપ્પુ શોધ્યુ જડશે કે કેમ તે શંકા છે. જેઓ ઇતિહાસના જાણકાર ન હોય પછી તેઓ શુ જોઇને આવુ લખતા હશે ! એના કરતા ન લખતા હોય તો સારાં, કારણ કે–એનાથી (લખવાથી) ખોટી વાતના પ્રચારથી ઉત્પન્ન થતો દોષ તો ન લાગે ? પોતે જે લખે છે. તેને લગતો પુરાવો ન હોય તો ન લખવુ જોઇએ. આપણે ઉપર જણાવી ગયા છીએ કે–કુમતિમતકુદ્દાલ નામનો કોઇ ગ્રંથ પૂજ્ય મહામહોપાધ્યાયજીએ બનાવ્યો નથી. વલી આતો લખે છે કે–' પ્રવચનપરીક્ષા ' એ આ ગ્રંથનું બીજુ નામ છે. આ લેખક મહાશયને ખબર નથી કે–' પ્રવચનપરીક્ષા ' આ જે નામ છે. તે ' કુપક્ષકૌશિક-સહસ્રકિરણ 'નુ અપરનામ છે અને આ નામ તો જગદ્‌ગુરુએ આપેલુ છે અને આ ગ્રંથની પ્રમાણિકતા સિદ્ધ કરવા માટે પૂજ્ય મહામહોપાધ્યાયજીની વિદ્યમાનતામા વિજયસેનસૂરિજી મહારાજાને પાટણ અને અમદાવાદમાં ઔષ્ટ્રિકોની સાથે વાદ કરવાની આજ્ઞા આપે છે અને જગદ્‌ગુરુની આજ્ઞાથી વિજયસેનસૂરિજી બન્ને સ્થલોએ ખરતરો સાથે વાદ કરે છે. અને તેમા તેઓને વિજયશ્રી વરે છે અને અમદાવાદના સુબા પણ આ ગ્રંથનુ મહાન્ સન્માન કરે છે, કોઇ પણ ગ્રંથનુ મુસ્લીમ સુબાએ સન્માન કર્યુ હોય તો આ '**प्रवचनपरीक्षा**' નુ જ છે. બીજા કોઇ પણ ગ્રંથનું મુસ્લીમ સુબાએ સન્માન કર્યાનુ ઇતિહાસ જણાવતો નથી, આનુ વર્ણન '**विजयप्रशस्तिकार**', પણ કરે છે જુઓ—

**श्रीखानखानार्पितवाचवादनैर्वाचालतानीतसमस्तदिग्मुखैः।**
**शास्त्रं प्रतिस्थानमनियताखिल-श्राद्धैस्तदुत्साहकृदुत्सवोत्सुकैः ॥९॥**

(વિજય પ્રશસ્તિ સર્ગ ૧૦) મો૦ દ૦ દેસાઇ આગળ જણાવે છે કે—' તપગચ્છાચાર્ય વિજયદાનસૂરિજીએ ઉપરોક્ત ગ્રંથ પાણીમા બોળાવી દીધો અને તેને અપ્રમાણ ઠેરવ્યો. ' આ પ્રવચન-પરીક્ષાની રચના આચાર્ય શ્રીવિજયદાનસૂરિજીની અવિદ્યમાનતામા થએલ છે. કારણ કે આ ગ્રંથનુ ' પ્રવચનપરીક્ષા ' એવું નામ શ્રીજગદ્‌ગુરુ આપે છે ! તેમજ તેઓશ્રીની આજ્ઞાથી વિજયસેનસૂરિ મહારાજાએ પાટણ અને અમદાવાદમા વાદ કર્યો હતો. જો વિજયદાનસૂરિજી મહારાજા હયાત હોત તો જગદ્‌ગુરુ આનુ નામ ' પ્રવચનપરીક્ષા ' આપે અને વાદ કરવાની આજ્ઞા આપે તે વાત સંભવે નહિં. મુખ્ય વાત તો એ છે કે—પૂજ્ય ભટ્ટારક વિજયદાનસૂરિજી મહારાજા વિ૦ સં૦ ૧૬૨૨ મા સ્વર્ગે સીધાવે છે જયારે આ ગ્રંથની રચના વિ૦ સં૦ ૧૬૨૯ ની છે તો પછી વિજયદાનસૂરિજી આ ગ્રંથને જલશરણ કરે કયાથી ? કારણ કે—આ ગ્રંથ પછીથી રચાએલો છે. અને વિજયદાનસૂરિજીએ જલશરણ ન કર્યો હોય તો તેને માટે માત બોલનો પટ્ટક બનાવવાની વાત તો આકાશકુસુમની માફક કલ્પિત જ ઠરે છે આ ઉપરથી આ મહાશય કયા સુધી કલ્પનાના ઘોડા દોડાવે છે તેનો સહેજે ખ્યાલ આવી શકે છે.

વળી એક પત્ર પણ રજુ કરવામાં આવે છે અને પૂજ્ય મહામહોપાધ્યાયજીનો આ પત્ર છે. તેમ કહેવામા આવે છે પરંતુ આ પત્રમા કોઇ સંવત્ ક્યાય પણ જોવામા આવતી નથી. અથવા પૂજ્ય મહામહોપાધ્યાયજીની ઉપર કે નીચે સહી અથવા હસ્તાક્ષર પણ જોવામા આવતા નથી. ખાસ હકીકત તો એ છે કે—પૂજ્યશ્રીએ તો પોતાના ગ્રંથોમા દશને નિહ્નવ કહ્યા છે. જ્યારે આ પત્ર તો પાચને નિહ્નવ કહ્યા તેનો '**मिच्छामि दुक्कडं**' માગ્યો તેમ બતાવે છે. જુઓ 'આજ પછી પાચ નિહ્નવ ન કહઉ I પાચ નિહ્નવ કહ્યા હુઇ તે '**मिच्छामि दुक्कडं**' (જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૩ પત્ર ૭૧૬) આ પત્રની આ બે પંક્તિ વાચવાથી ખબર પડી જાય છે કે—આ પત્ર લખનાર પૂજ્ય મહામહોપાધ્યાયજી નથી. પરંતુ આ પત્ર પાછળથી કોઇ બીજાએ લખેલો છે. ખાસ વાત તો એ છે કે—પૂજ્ય મહામહોપાધ્યજીને '**मिच्छामि दुक्कडं**' માગવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. કારણ કે–'**मिच्छामि दुक्कडं**' અસત્યનો હોય છે સત્યનો નહીં પૂજ્ય મહામહોપાધ્યજીએ જે નિહ્નવ કહ્યા છે તે યોગ્ય જ છે. કારણ કે–પૂજ્ય મલયગિરિજી મહારાજા સ્પષ્ટપણે જણાવે છે કે–'**उपलक्षणमेतत्**' ઇત્યાદિ. આ પ્રમાણે **સાતની સંખ્યાને** ઉપલક્ષણ તરીકે ગણે છે અને પોતે ઉપધાનના અપલાવીને નિહ્નવ જણાવે છે. તેથી પૂજ્ય મહામહોપાધ્યાયજીને ક્ષમા માગવાનો પ્રશ્નજ ઉભો થતો નથી અને ક્ષમા માગી નથી તો પછી તેમનો ક્ષમા-પત્ર આવે ક્યાથી ! તેઓશ્રીની વિરૂદ્ધ તેઓશ્રીની ઉપર દ્વેષબુદ્ધિને ધારણ કરનાર અન્ય કોઇ વ્યક્તિ અગર સંભવિત આણસૂર ગચ્છની વ્યક્તિ હશે કે જેણે આવો બનાવટી પત્ર લખીને પૂજ્ય મહામહોપાધ્યાયજીના નામે મૂકયો હોય તેમ લાગે છે. કારણકે,–પૂજ્ય મહામહોપાધ્યાયજી વિરૂદ્ધ વાતો પ્રાય. આણસૂરગચ્છમા પરંપરાગત ઉતર્યુ હોવાનુ લાગે છે. આવા ગપગોલાની સર્વ હકીકતોની જાણકારી માટે પં. દર્શનવિજયજી કૃત '**विजयतिलकसूरिरास**' વાચવો આવશ્યક છે અને તે રાસ વાચવાથી તેમા જે પૂજ્ય મહામહોપાધ્યાયજી મ. જે શાસનને સદા વફાદાર છે. જેઓએ શાસનને અર્પેલી સેવાઓ શાસનના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાએલી છે જેણે તપાગચ્છને જ પોતાના પ્રાણ-માન્યા છે. અને તપાગચ્છના હૃદય સમાન જે છે એવી જે સાગરશાખા તે ઉપર તથા અત્યારે જેમા શાસનની વિદ્યમાનતા રહેલી છે. એવા જે તપાગચ્છ તેના જેઓ અધીશ્વર હતા એવા શ્રી વિજયદેવસૂરિ મહારાજા ઉપર પણ કપટ કર્યાના–કારસ્થાનો કર્યાના આક્ષેપો દ્વારા કે જે દુનીઆના કોઇ ધૂર્ત તો શુ પણ મહાધૂર્ત પણ આવી બનાવટી હકીકતો ઉભી કરીને દુનીઆને છેતરવા પ્રયત્નો ન કરી શકે તેવી વાતો આમા લખીને જનતાને છેતરવા કેવા પ્રયત્નો કરવામા આવ્યા છે તેનો સ્પષ્ટ ખ્યાલ વાચકોને સહેજે આવી શકે છે. આ રાસમા તો એવી ઘણી હકીકતો છે કે જે લખતા એક નવો જ ગ્રંથ તૈયાર થઇ જાય પરંતુ અત્રે તો તેમાની એકાદ હકીકત લખીશુ.

આપણે ઉપર ઘણી વખત જણાવી ગયા કે કુમતિમતકુદ્દાલ કે કુમતિકુદ્દાલ નામનો કોઈ ગ્રંથ પૂજ્ય ધર્મસાગરજી મહો બનાવ્યો નથી આ રાસમાં આ (**कुमतिकुद्दाल**) નામ આવે છે. અને તેનો કર્તા ધર્મસાગરજી મહો છે તેમ જણાવે છે. જુઓ ; ધરમસાગર તે પંડિત લગઈ કર્યો નવો એક ગ્રંથ રે, નામથી કુમતિકુદ્દાલડો માડયો અભિનવ પંથો રે ॥ ૧૧૫ ॥ આપ વખાણ કરઇ ઘણું નિંદઇ પર તણો ધર્મ રે, એમ અનેક વિપરીત પણ ગ્રંથમાહિ ઘણા મર્મ રે ॥ ૧૧૬ ॥ ઉપર જણાવી ગયા કે આ ગ્રંથ પૂજ્યશ્રીએ બનાવ્યો નથી રાસકાર લખે છે 'આપ વખાણ કરઇ ઘણું' અત્રે આપ એટલે શુ ? પોતાના એમ કહોતો પોતાના વખાણ તો ક્યાય પૂજ્યશ્રીએ કર્યા નથી. જો આપ એટલે પોતાના, ગચ્છ અર્થાત્ તપાગચ્છ એમ કહીએ તો તે અર્થ સુસંગત પણ લાગે છે. કારણકે પૂજ્યશ્રીએ તપાગચ્છના વખાણ દરેક ગ્રંથોમાં કર્યા છે. તેઓશ્રીએ પોતાના ગ્રંથોમા તપાગચ્છના વખાણ કર્યા તેમા ખોટુ શુ છે ? તપાગચ્છના વખાણ થાય તેમા તો આપણા

સૌના મનમાં હર્ષ થવો જોઇએ. તેને સ્થાને આ રાસકારને દુઃખ થતું હોય તેમ આ ઉપરથી લાગે છે. વળી રાસકાર લખે છે કે-'નિંદઇ પરતણો ધર્મરે,' કોઇપણ કુમતનું યુક્તિપુરસ્સર ખંડન કરવું તે નિંદા નથી જો તેને નિંદા કહો તો આપણા પૂર્વજોએ જે પરવાદીઓ સાથે વાદો કર્યા તે પણ નિંદા ગણાશે. ખરી વાત તો એ છે કે-પૂજ્યશ્રીએ પોતાના ગ્રંથોમાં તપાગચ્છના યથાર્થ વખાણ કર્યા છે. અને કુમતિઓનું યુક્તિપુરસ્સર ખંડન કર્યું છે. અને તેમ કરવામા શાસનસેવા સિવાય બીજો કોઇ સ્વાર્થ હતો નહીં. વળી આગળ રાસકાર જણાવે છે કે-વિજયદાન-સૂરિજીએ જલશરણ કર્યો આ વાતની અસત્યતા પહેલા આપણે જણાવી ગયા છે કે આવી ઘણી હકીકતો તેમા છે કે જે કેવલ આકાશકુસુમની માફક કલ્પના છે. આ જ રાસકાર આગળ જતા જગદ્‌ગુરુને પણ બદનામ કરવાનો આડકતરી રીતે પ્રયત્ન કરે છે. જુઓ-ગાથા ૨૧૯ થી ૨૪ સુધી વલી-નિજમતની કરી કલ્પના, ગ્રંથ રચઇ છાના નવાનવા। પ્રવચનપરીક્ષા ગ્રંથ એક કરી, કહઇ ગુરુનઇ તે આગલ ધરી. ॥૨૨૦॥ શોધાવી એ ગ્રંથ વિસેસ પવરતાવો તુમે દેશવિદેશ। નિસુણી હીરવિજયસૂરિરાય, વારુ કહી રલિઆયતિ થાય. ॥૨૨૧॥ ચ્યાર ગીતારથનઇ સુંપીઓ, તેણઇ તે નિજ મિલતાનઇ દીઓ। તેણઇ વિણ શોધઇ દિન કેતલા, રાખીનઇ તે વલી તેતલા ॥૨૨૨॥ મિલી આવી કહઇ શોધ્યો એહ, દ્યો આદેસ વચાઇ તેહ। ગુરુ આદેસ દીઇ નહીં દભ નવિ જાણઇ સાગરનો રભ ॥૨૨૩॥ સાગર કુડ રમઇ નહીં ધર્મ ગુરુ નવિ જાણઇ તેહનો મર્મ। લહી શ્રી ગચ્છપતિનો આદેસ ગ્રંથ વંચાવઇ દેશવિદેશ ॥૨૨૪॥ આનો લેશ માત્ર સાર નીચે પ્રમાણે છે-હીરવિજયસૂરિ મહારાજાએ આ વાત સ્વીકારી અને ખુશ પણ થયા. સૂરિજીએ ચાર ગીતાર્થોને તે ગ્રંથ શોધવા આપ્યો. આ ગીતાર્થો ધર્મસાગરના મળતીઆ હતા. તેઓએ વગર શોધે કેટલાક દિવસો રાખીને પછી શોધી લીધો એમ કહી ગુરુને આપ્યો. ગુરુ નિષ્કપટ હતા. તેઓએ ધર્મસાગરનો આંતરિક મર્મ જાણ્યો નહી. ઝટ સૂરિજીએ ગ્રંથવાચવાનો આદેશ આપ્યો અને દેશ-વિદેશમા તેહનો પ્રચાર પણ થવા લાગ્યો.-જુઓ-(ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૪ રાસસાર પત્ર ૧૦). શું! તપગચ્છના અધિપતિને એટલી પણ ખબર ન હતી કે તેમના મળતીઆને જ ગ્રંથ શોધવા આપ્યો તેઓશ્રીના કહેવા પ્રમાણે ગ્રંથના પ્રચારની અનુજ્ઞા આપી દીધી. વળી એટલો તો વિચાર કરો કે-ધર્મસાગરજી મહો૦ એ પણ ખબર નથી કે આ ગ્રંથ જગદ્‌ગુરુ શોધશે કે બીજા પાસે શોધાવશે! તેમજ બીજા પાસે શોધાવશે તો એ શુદ્ધિ કરનારા મારા મળતીઆજ હશે તેની પણ ખાત્રી નથી. અને જો આવી ખાત્રી હોત તો તે વાત રાસકાર પણ જણાવતા નથી. જો પૂજ્યશ્રીના હૃદયમા કપટ હોત તો એ ગ્રંથ શોધવા જગદ્‌ગુરુને આપે નહિં. પૂજ્યશ્રીનું હૃદય તો સ્વચ્છ અને સરલ છે તેનો ખ્યાલ તેઓ જગદ્‌ગુરુને ગ્રંથ શોધવા આપે છે તે વાત ઉપરથી સાબિત થાય છે.

વળી રાસકાર લખે છે કે 'ચાર ગીતાર્થોને તે શોધવા આપ્યો' તો શું? ગીતાર્થ શાસનના હિતને નુકશાન કરનારા હોય! જો શાસનના હિતને નુકશાન કરનારા હોય તો તે શુ! ગીતાર્થ કહેવાય! આ રીતે તો રાસકાર નિષ્કપટ શબ્દના ઓઠા હેઠળ જગદ્‌ગુરુને આડકતરી રીતે દોષિત જણાવે છે. **'प्रवचन परीक्षा'** ની રચના સં. ૧૬૨૮ ની છે અને વિજયસેનસૂરિજી જગદ્‌ગુરુની આજ્ઞાથી આની પ્રમાણિકતા જ સિદ્ધ કરવા માટે પાટણ અને અમદાવાદમા ખરતરો સાથે વિ. સં. ૧૬૪૨ મા વાદ કરે છે. ત્યાર પછી દશ વર્ષે એટલે સં. ૧૬૫૨ મા જગદ્‌ગુરુ નિર્વાણ પામ્યા છે. શું! ત્યાં સુધી કોઇએ પણ આ ગ્રંથ વાચ્યો જ નહીં હોય! આ ગ્રંથની રચના પછી ૨૩ વર્ષ સુધી જગદ્‌ગુરુ હયાત છે. આટલા વર્ષોના ગાળામા આ ગ્રંથમાં અસત્ય હકીકતો અથવા નવીન પ્રરૂપણા તેઓશ્રીએ કરી છે તેવી જગદ્‌ગુરુને ખબર ન પડી તે વાત સાવ અસંભવિત છે. અને કદાચ જગદ્‌ગુરુને પાછળથી ખબર પડી હોત તો પણ જગદ્‌ગુરુ એક નવી આજ્ઞા બહાર પાડીને

આ ગ્ર'થને અપ્રમાણ કરી શકત. આ વાત દર્શનવિજયજીએ તિલકરાસમા શેના આધારે લખી છે ? તિલકરાસની પહેલા આ વાત શેમા આવે છે શુ ? તિલકરાસકાર ત્યારે હયાત હતા ! અને જો તેઓ હતા તો તે વખતે શા માટે જગદ્ગુરૂને જાણકારી ન આપી. જો હયાત ન હતા તો જગદ્ગુરુ-પૂજ્ય મહોપાધ્યાયજી અને સેનસૂરિ મહારાજાની અવિદ્યમાનતામા શા આધારે આ હકીકત લખી ! ઉપરના બે પ્રસ ગો ઉપરથી રાસમા શુ છે તે જાણી શકાશે.

વળી કેટલાએક એમ પણ જણાવે છે કે-' सर्वज्ञशतक ' ગ્ર'થ પણ અપ્રમાણિક છે. અને તેને સ . ૧૬૯૧ દેવસૂરિજીએ અપ્રમાણિક જાહેર કર્યો છે જુઓ-' નોધપાત્ર ઘટના તો એ છે કે-સ. ૧૬૯૧ના પ્રથમ ચૈત્ર સુદ. ૯ ના દિવસે અમદાવાદમા આ વિજયદેવસૂરિ અને આ વિજયાન'દસૂરિ એક'થયા ત્યારે सटीक ' सर्वज्ञशतक ' ગ્રથ બ નેની સ મતિથી અપ્રામાણિક જાહેર થયો. તે અપ્રામાણિક જ રહ્યો ( જૈન પર'પરાનો ઇતિહાસ ભા. ૩ પૃ ૭૩૬ )

જો કે સર્વજ્ઞશતક ગ્ર'થને આ. દેવસૂરિમહારાજા અપ્રમાણ કરે તે વાત સાવ ખોટી છે. વિજયસેન-સૂરિમહારાજા જેને પ્રામાણિકપણે સ્થાપે અને તેને દેવસૂરિમહારાજા અપ્રામાણિક ઠરાવે તે સભવે નહીં. દેવસૂરિમહારાજા આ૦ શ્રી સેનસૂરિમહારાજાની વિરૂદ્ધ વર્ત્તન કરે તે શુ ? અસ'ભવિત નથી ! સેનસૂરિજી ' सर्वज्ञशतक 'ને પ્રામાણિક ગણે છે જુઓ –' પ્રામાણિકતાની છાપ-પછી આ૦ વિજયસેન-સૂરીશ્વરે १ ' सर्वज्ञशतक ' २ ' धर्मतत्त्वविचार ' ३ ' प्रवचन परीक्षा ' ४ ' ईरियावहियाकुलक ' વિગેરે ગ્રથોને ગચ્છના ગીતાર્થ મુનિવરોની સમ્મતિથી પ્રામાણિક ગ્રથો તરીકે જાહેર કર્યા ( જૈન પરપરા૦ ભા ૩ પૃ૦ ૭૨૭ ) સેનસૂરિજીએ પ્રામાણિક કર્યા પછી તે ગ્રથો અપ્રમાણિક કરવાની દેવ-સૂરિજીને કાઇ જરૂરત ન હતી. તેમની કીર્ત્તિ અને પ્રશ'સાને સહન નહી કરનારા એવા કેટલાક વિદ્વાનાભાસ જેવા દ્વેષીઓ તેમની વિરૂદ્ધ ઘણા ગ્ર'થો બનાવી ( જે સાવ ખોટા અને યુક્તિ સ'ગત નથી ) તેઓશ્રીએ શાસનને અર્પેલ સેવાઓ ઉપર પાણી ફેરવવા પ્રયત્નો કર્યા છે. અને તે પ્રયત્નોને હાલમા દુનિઆને ઇતિહાસકાર તરીકે બતાવનારા ઇતિહાસના સાચા અર્થને ભૂલી જઇને ઇતિહાસકારે તટસ્થ રહેવુ જોઇએ. તેવી નીતિને છોડીને કેટલાક ઇતિહાસકારો તેમને બદનામ કરવા પ્રયત્ન કરે છે તે ઘણી જ દુઃખદ હકીકત છે અને તેમની ઇતિહાસકાર તરીકેની ખ્યાતિને લાછનરૂપ છે. ભવિષ્યના ઇતિહાસના વિદ્વાનો તેમને કદી માફ નહી કરે તેઓશ્રીની વિરૂદ્ધ તત્કાલીન કોઈ વિદ્વાને આક્ષેપો કર્યા હોય તેમ લાગતુ નથી. તત્કાલીન મુનિવરોએ તો પ્રશ'સાના પુષ્પો જ વેર્યા છે.

તેઓશ્રીની વિરૂદ્ધ પ્રચાર તેમની અવિદ્યમાનતામા થયો હોય તેવુ લાગે છે. અને તે પણ હીરસૂરિજી મ૦ તથા સેનસૂરિજી મ૦ ની અવિદ્યમાનતામા થયો હોય તેવુ લાગે છે.

દુઃખદ હકીકત તો એ છે કે—આધુનિક વિદ્વાનો પણ સત્ય સમજવાની દરકાર કર્યા વગર એકપક્ષીય દૃષ્ટિથી લખાએલા લેખોને પ્રમાણભૂત માને છે અને તેની જ બધામા સાક્ષી મૂકે છે. કોઈ તટસ્થ વિદ્વાનો દ્વારા લખાએલી હકીકતો તેમને મળી હોય તેમ લાગતુ નથી પોતાના દુરાગ્રહમા અ ધ બનેલો માનવી સત્ય વસ્તુ કદી પણ જોઈ શકતો નથી.

સેનસૂરિજી મહારાજાને પણ પૂજ્ય મહામહોપાધ્યાયજી ઉપર કેટલો વિશ્વાસ હતો તેની ખાત્રી એક પ્રસગ પરથી થઈ શકે છે. જુઓ સેનપ્રશ્ન-પ્રશ્ન—કિરણાવલીમા દશમા સ્વપ્નના અધિકારમા ' विबुहेहिं अलंकितो ' એવો પાઠ છે. આવશ્યક ટીકામા તો જુદો છે કિરણાવલીમા તે પાઠ કયાથી લખ્યો હશે ! તે જણાવવા કૃપા કરશોજી.

ઉત્તર—આવશ્યક બૃહદ્વૃત્તિમાં 'पउमसरो विउघपंकतो' આ પ્રકારે છે તેનો અર્થ વિબુધ-પંકજ એટલે ખીલેલા કમળવાળુ પદ્મસરોવર છે. તેમજ કિરણાવલીમા પાઠ છે તે કલ્પચૂર્ણિમાથી અથવા કોઈક અતર્વાચ્યથી લખેલો હશે' એમ સભવે છે. ૩–૧૧–૩૦–૨૬૧ ॥ ૬૧૦ ॥ પત્રાક ૨૬૩

ઉપરનો ઉત્તર એમ સાબિત કરે છે કે—પૂજ્ય મહોપાધ્યાયજીના વચનને તપગચ્છનાયક સૂરિ-મહારાજા પ્રામાણિક અને ટકશાલી અને નિ.શક સત્ય માને છે. તેથી લખે છે કે-એમ સભવે છે. અન્યથા જો તેઓશ્રીના લખેલા વચન ઉપર શકા હોત તો જરૂર લખતે કે આ વાત શંકિત છે.

આ પ્રમાણેનુ ઉપરનુ લખાણુ વાચીને નયનો બધ કરી સપૂર્ણપણે મનને દુરાગ્રહમાથી ખેચી લઈને વિચાર કરીને જેઓએ જેમને શાસન માટે પોતાના પ્રાણુની પરવા ન હતી તેવા પૂજ્ય મહોપાધ્યાયજી વિરૂદ્ધ અનિચ્છનીય અસત્ય વાતો ફેલાવીને જે પ્રચાર કર્યો છે તેઓ સત્ય સમજીને પશ્ચાતાપથી જેનુ અંતઃકરણ શુદ્ધ થયુ છે તેવા થઈને પ્રભુએ પ્રરૂપેલ શુદ્ધમાર્ગનો સ્વીકાર કરે એવી શાસનાધિષ્ઠાયકદેવ પાસે અભ્યર્થના.

## ગુણોત્કીર્તન

પૂજ્ય મહામહોપાધ્યાયજી માટે ઘણા ગ્રંથોમા પ્રશસાના પુષ્પો જોવામા આવે છે.

જુઓ—'तेषां विजयी राज्ये राजन्ते सकलवाचकोत्तंसाः ।
श्रीधर्मसागराह्वया निखिलागमकनककषपट्टाः ॥११॥

कुमतिमतङ्गजकुम्भस्थलपाटनपाटवेन सिंहसमाः ।
दुर्दमवादिविवादेऽपि सततं लब्धजयवादाः ॥१२॥

( कल्पकिरणावली प्रशस्ति पुष्पिका )

ज्ये गहनार्थशास्त्रघटना-प्रोढाभियोगास्तथा-
ऽतुच्छोत्सूत्रमहीविदारणहलप्रख्याः सुसंयोगिनः ।
दुर्दान्तप्रतिवादिवाददमनस्थेयःप्रतिभाभृतः
श्रीमद्वाचकधर्मसागरगुरूत्तसा अभूवन् शुभा ॥८॥

( कल्पकौमुदी उपा. शांतिसागरगणि )

श्रीमत्तपागच्छगगनदिनमणि सकलवाचकचक्रचक्रवर्त्ति
सकलवादिद्विरदमदसिंहशार्दूल सकलसिद्धान्ततत्त्वार्थमहासमुद्रावगाहक-
श्रीमज्जंबूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तिकारक-श्रीमत्प्रवचनपरीक्षाग्रन्थसूत्रवृत्तिकारक-
श्रीकल्पकिरणावलीवृत्तिविधायक-श्रीसर्वज्ञशतकवृत्तिकरणतः
श्रीहेमाचार्यसमान. श्रीश्रुतकेवलीविरुदधारक-सकलवादिनिराकरण-
श्रीजेसलमेरुदुर्गराजाधिराजराउलश्रीहरराजराजसभालब्धजयवाद-सकल-
कुमतनिराकरण श्रीतपागच्छदीतिकारक सुविहितसभाशृङ्गार महावैराग्य
रञ्जितजनमनोरञ्जक महोपाध्यायश्री धर्मसागरगणि, इत्यादि

( प्रशस्तिसंग्रह जिनविजयजी )

તાસ શિષ્ય ગુણ ગાજતા રે ધર્મસાગર ઉવજઝાય ।
વાદી ગજઘટ કેશરી રે, આણ વહે જિનગાય ॥ ૫૨ ॥
(ધર્મદાસ ગણિકૃત હીરવિહારસ્તવન રચના સ. ૧૬૭૬)

વિનય સુંદર ગણિ લખે છે કે—
ધરમસાગર ઉવજઝાય પ્રધાન વિમલહરષ નિરમલ અભિધાન ।
કલ્યાણવિજય ગુરૂ કરઈ કલ્યાણ, ત્રિણિ ઉવજઝાય ગચ્છિ મેરૂસમાન ॥ ૨૬ ॥
(તપાગચ્છ ગુર્વાવલિ સ્વાધ્યાય રચના સ ૧૬૫૦)

હીરશાસને વાદી બહુ ધરમસાગર ઉવજઝાય
સાગર પરિં બહુ તાણીયા, નાખ્યા દૂરિ જાય ॥ ૫ ॥
(ઋષભદાસકૃત હીરસૂરિરાસ)

એણઈ અવસરિં શ્રુતકેવલિ સરિખા, કુમતિમત ગજ સિંહ ।
વાદીરાય બિરૂદ ધરાવઈ, સુવિહિત સાધુ નિરીહ ॥ ૬ ॥
તપગચ્છ મંડણ દુરિતવિહંડણ, વાચક ચક્રવર્ત્તિરાય ।
વિહાર કરંતા તેણઈ પુરઇ પહુતા શ્રી ધર્મસાગર ઉવજઝાય ॥ ૭ ॥
(શ્રુતસાગરનિર્વાણ સજઝાય—અપ્રકાશિત)

વિગેરે અનેક સ્થલોએ તેમના ગુણોત્કીર્તન કરવામા આવ્યા છે.

## શિષ્ય સમુદાય

પૂજ્ય મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિના ઘણા શિષ્યો હતા.
ઉપા૦ વિમલસાગરગણિ— મહોપા૦ લબ્ધિસાગરગણિ—
ઉપા૦ શ્રુતસાગર ગણિ— વિગેરે (વધુ માટે જુઓ જૈનગૂર્જર ૫રા૦ ભા. ૩)

# ગ્રંથ — પરિચય

આ ગ્રંથ મૂળ પ્રાકૃતમા છે. અને તેના ૧૨૩ શ્લોક છે વૃત્તિ સંસ્કૃતમા છે. અને તે પણ સ્વોપજ્ઞ છે. 'વિષયાનુક્રમ' તથા તેમાના વિષયો માટે 'આમુખ' જોવુ

## બાલાવબોધ

આ બાલાવબોધ પંડિત શ્રી અમૃતસાગરગણિએ કર્યો છે. આની રચના વિ. સં. ૧૭૪૬ ના પોષ વદ ૯ ના દિવસે આચાર્ય શ્રી રાજસાગરસૂરીશ્વરના પટ્ટધર આ શ્રી વૃદ્ધિસાગરસૂરિના સામ્રાજ્યમા થયો હોય તેમ પ્રથમ અધિકારની પ્રશસ્તિ ઉપરથી જણાય છે આ બાલાવબોધના દ્વિતીય અધિકારના આદ્યાતિમ પાનાઓ આપણા કમનશીબે પ્રાપ્ય નથી આ પૂજ્યશ્રીના જીવન ઉપર પ્રકાશ પાડતી કોઈ પણ માહિતી ઉપલબ્ધ નથી પૂજ્યશ્રીના ગુરૂદેવ, શ્રીકલ્પસૂત્ર ઉપર 'કલ્પકૌમુદી' નામની વૃત્તિના રચયિતા ઉપાધ્યાય શ્રી શાંતિસાગર ગણિ છે.

પૂજ્યશ્રીની બીજી પણ કૃતિઓ છે. તેમાની એક સંસારિજીવચરિત્ર બાલાવબોધ છે. તે તે સમયની ગુજરાતી ભાષામા છે. આ ગુજરાતી ભાષાની અદ્વિતીય અને મહાન્ કૃતિ છે. સિદ્ધર્ષિગણિ વિરચિત જે 'ઉપમિતિ ભવપ્રપચા કથા' છે. તેના સાર રૂપ આ ગ્રથ છે. તેમાથી સારને ગ્રહણ કરીને પૂજ્યશ્રીએ આ ગ્રથ બનાવ્યો છે. અદ્યાપિ આ સિવાયનો બીજો ગ્રંથ ગુર્જરભાષામા હોય તેવુ લાગતું નથી. ગુર્જરભાષામા આના જેવી કૃતિ મલવી અશક્ય છે. આ ગ્રથ-'સંસારિજીવ ચરિત્ર' બાલાવબોધ નામે આગમોદ્ધારક ગ્રથમાલા તરફથી પ્રકાશિત થઈ ચૂકયો છે. તેથી સુજ્ઞ વાચકોને આ ગ્રંથ વાચવા ખાસ ભલામણ છે.

## શ્રી અમૃતસાગરગણિની અન્ય કૃતિઓ

વિનય બાલહિતશિક્ષા, કિરણાપરીક્ષા (કિરણાવલી પરીક્ષા), પચજલ્પ, સપ્તપદિતી વિગેરે ગ્રંથો અપ્રકાશિત છે.

ઉપસંહાર—અંતમા પૂજ્ય ગુરૂદેવશ્રી વિ. સ. ૨૦૧૬ મા નાગપુરનુ ચતુર્માસ કરી સમ્મેતશિખરજી મહાતીર્થ તથા રાજગૃહી મહાતીર્થ અંજનશલાકા-પ્રતિષ્ઠા કરાવી કલકત્તા પધાર્યા. અને ત્યાના ચતુર્માસ દરમીઆન એટલે સ. ૨૦૧૭ મા 'ધર્મસાગરગ્રથસંગ્રહ' અને 'સૂત્રવ્યાખ્યાનવિધિશતક' આ બે ગ્રથો છપાયા. ચતુર્માસ બાદ વિહારમા 'ધર્મસાગરગ્રથસગ્રહ' નામનો ગ્રંથ કે જેનુ પૂજ્ય મુનિભગવંતો સાથે બેસી વાચન કરતા હતા ત્યારે તેમા હુ પણ બેસતો અને સાભળતો ત્યારથી મ્હારૂ મન પૂજ્ય મહોપાધ્યાયજી પ્રત્યે આકર્ષાયુ ત્યારબાદ દરેક ચતુર્માસમા પૂજ્યશ્રીના ગ્રથો વચતા ગયા. અને તેમ તેમ મારો પૂજ્ય મહોપાધ્યાયજી પ્રત્યેનો અનુરાગ વધતો ગયો. છેલ્લે જામનગરના સ. ૨૦૨૨ અને ૨૦૨૩ ના ચતુર્માસમા "પ્રવચનપરીક્ષા" ના બે ભાગ વાચનમા આવતા પૂજ્યશ્રી પ્રત્યેનો ગુણાનુરાગ ઉત્તરોત્તર વધતો ગયો. જ્યારે મારા જાણવામા આવ્યુ કે પ્રવચનપરીક્ષાના પૂર્વાર્ધમા ૧૫૬ ગ્રથની સાક્ષીઓ આપવામા આવી છે ત્યારે પૂજ્યશ્રી ઉપરના અનુરાગમા ઘણી વૃદ્ધિ થઈ

વળી પૂજ્યશ્રી વિરૂદ્ધ કેટલીક હકીકતો મ્હારા વાચવામા આવી તેથી મને કાઇક લખવાની ભાવના થઇ. યોગાનુયોગ તે વખતે આ ગ્રથ પ્રેસમા છપાઈ રહ્યો હતો એક તો ઉપાધ્યાયશ્રીના ગુણોથી આકર્ષાએલો હતો અને આનો ઉપોદ્ઘાત લખવાની પૂજ્યશ્રી તરફથી સૂચના થતા. જેમ સોનામા સુગધ ભળે તેમ આ ઉપોદ્ઘાત લખવા પ્રેરાયો છુ.

આ ઉપોદ્ઘાત લખવામા સહાયભૂત થનારાઓનો હાર્દિક આભાર માનું છુ આ મરો પ્રથમ પ્રયાસ છે. તેથી છદ્મસ્થભાવથી જે કાઇ શાસ્ત્ર અને પરપરા વિરૂદ્ધ લખાયુ હોય તો તેનો મિચ્છામિ દુક્કડં માગુ છુ. અને વિદ્વજ્જનો તે ભૂલો સુધારશે તેવી આશા સાથે વિરમુ છુ.

સંઘસ્થાપના દિન.
વૈશાખ સુદ-૧૧. ગુરૂવાર
તા. ૯-૪-૬૮
સુરત

એજ લી.
પૂજ્ય ગચ્છાધિપતિ શાતમૂર્ત્તિ આ. મ.
શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મ૦ ના અંતેવાસી
પુણ્યોદયસાગર

---

તા. ક. :—વિશેષ માટે જૈનધર્મ પ્રકાશના પ્રો. હીરાલાલ કાપડીઆના લેખો જુઓ.

# विषयानुक्रमः

## तपागणसौधस्तम्भ–महोपाध्याय–श्रीमद्धर्मसागरगणिवर–

## स्तुत्यष्टकम्

सिताम्बरे यो विमले तपागणे – ऽभवत् प्रभावान् नभसीव भास्करः ।
जिनाङ्गषड्दर्शनशास्त्रवेदिन नमामि त वाचकधर्मसागरम् ॥ १ ॥

आचार्यवर्यो विजयादिदानसत् – सूरीश्वरो वाचकसत्पदाङ्कितम् ।
चकार य पीतजिनागमामृत नमामि त वाचकधर्मसागरम् ॥ २ ॥

श्रीकल्पसूत्रे किरणावली बुध–प्रिया सुवृत्ती रचिता सविस्तरा ।
तथाऽन्यशास्त्राण्यपि येन धीमता नमामि तं वाचकधर्मसागरम् ॥ ३ ॥

जिनेन्द्रवाणीरसविद्धधातवे यस्मै नमस्यन्ति गुणानुरागिणः ।
जिनेशशास्त्रानुगवाक्यविस्तर नमामि त वाचकधर्मसागरम् ॥ ४ ॥

यस्माद् भजन्ते स्म भयं कुपाक्षिका' चामुण्डिकाद्या हरिणा हरेरिव ।
उत्सूत्रदुःकण्टकभेदनोद्यत नमामि त वाचकधर्मसागरम् ॥ ५ ॥

यस्य प्रसिद्धो भुवने क्षमावतो यशश्चयः शङ्खशशाङ्कनिर्मलः ।
षड्जीवकायावनतत्पर सदा नमामि त वाचकधर्मसागरम् ॥ ६ ॥

शान्तत्वदान्तत्वमुमुक्षुताद्यो यस्मिन् गुणा रत्नवदर्णवे वराः ।
भावानुकम्पाञ्चितचारुचेतस नमामि त वाचकधर्मसागरम् ॥ ७ ॥

इत्थ स्तुतो हर्षभराद् गणीश्वरः स्तम्भायमानः तपगच्छमन्दिरे ।
श्रीमानुपाध्यायपदाङ्कितः सुधी–र्जयत्यजस्रं गणिधर्मसागरः ॥ ८ ॥



अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः ॥

पू आगमोद्धारक-आचार्यप्रवर-श्रीआनन्दसागरसूरीश्वरेभ्यो नमः ।

महामहोपाध्यायश्रीधर्मसागरगणिवर्यविरचित-स्वोपज्ञटीकासमलङ्कृतम्

# ॥ श्रीसर्वज्ञशतकम् ॥

पू श्री अमृतसागरगणिविरचितबालावबोधसमेतम् ।

॥ प्रणम्य श्रीमहावीर विश्वविश्वार्थदीपकम् । सर्वज्ञशतक सम्यक् स्वोपज्ञ विवृणोम्यहम् ॥१॥

इह हि प्रारिप्सितस्य सर्वज्ञशतकाभिधानस्य प्रकरणस्य निर्विघ्नपरिसमाप्त्यर्थं मङ्गलं श्रोतुः प्रवृत्त्यर्थं चाभिधेयं विभणिषु प्रथमगाथामाह—

**पणमिय सिरिवीरजिणं छउमत्थजिणाणमंतरं सम्मं । जिणवरुवएसविसयं तहेव अणुमोअणं वुच्छं ॥१॥**

व्याख्या-श्रीवीरजिनं-श्रीमहावीरनामानं वर्तमानतीर्थाधिपति तीर्थङ्कर प्रणम्य-सम्यग्भावेन नमस्कृत्य छद्मस्थजिनयो -छद्मस्थकेवलिनोः अन्तर-निजनिजस्वरूपपरिज्ञानहेतूनां लिङ्गाना निरूपणेन भेद वक्ष्य इत्यन्वय । कथ ? सम्यग्-जिनवचनानुसारेण यथास्यात् तथा । तथेति समुच्चये । एवोऽत्र-धारणे । तथैव । जिनवरोपदेशविषय-जिनवरस्योपदेशो-वचन तस्य विषयो-गोचरस्तामेवविधामनुमोदना-स्वाभिमतार्थसाधकवस्तुगोचरात्मोत्साहरूपा तन्मूलक-तदनुरूपवाक्प्रयोग वा, वक्ष्ये-भणिष्यामीति । अत्र प्रथमपादेनाभीष्टदेवतानमस्कारलक्षण मङ्गलमुत्तरपादत्रिकेण चाभिधेयं दर्शितम् इति गाथार्थः ॥ १ ॥ अथ छद्मस्थो छद्मस्थ यथा जानाति तथाह—

---

अर्हन्त प्रणिपत्य ध्यात्वा वाग्देवता समृद्धिकरीम् । श्रीधर्मसागराभिधवाचकमुख्यान् नमस्कृत्य ॥

सर्वज्ञशतकवृत्तेरर्थं हितहेतवेऽकठोरधियाम् । प्राकृत्या भारत्या विवृणोमि गुरूक्तिमवलम्ब्य ॥२॥

શ્રી મહાવીર જિનનઇ પ્રણમીનઇં, કહેવા છે શ્રી મહાવીર ? વિશ્વને વિષે, વિશ્વકહીઇ સમસ્ત જે અર્થ-પદાર્થ તેહનો દીપક છે સર્વજ્ઞશતક જે ગ્રંથ તે પ્રતે સમ્યક્ પ્રકારે પોતેંજ કર્યું જે સૂત્ર એહવા પ્રતિ વિવરું છું-વિવરણ કરૂં છું હું એ ગ્રંથકારક શ્રી ધર્મસાગર-ઉપાધ્યાય કહે છે. એ શાસનને વિષે, પ્રારંભવા વાછ્યુ જે સર્વજ્ઞશતક નામિ જે પ્રકરણ તેહને નિર્વિઘ્ન સમાપ્તિને અર્થઇ મંગલીક અને સાભળનારને પ્રવૃત્તિને અર્થિં કહિવા યોગ્ય જે વસ્તુ તે પ્રતિ, કહેવા વાછતો થિકઉ પહિલી ગાથા સૂત્રની કહે છે

ગાથાર્થ :-શ્રી વીરજિનને પ્રણમીને, છદ્મસ્થ અને જિન-કેવલી તેહનો અંતર-ભેદ તે પ્રતિ, સમ્યક્ પ્રકારિ અને જિનવરનઉ ઉપદેશ તેહજ વિષય છે જેહનો એહવી જે અનુમોદના એતલે શ્રી તીર્થંકરને વચનને અનુસારે જે અનુમોદના તે પ્રતિ કહિસ્યે હિવે એ સૂત્રનો અર્થ નિપ્યો તે સૂત્રાર્થ સુગમ થાઇ વતી (વાસ્તે) ઇમ જિહા સૂત્રાર્થ લિખીઇ તિહા એહજ કારણ જાણિવુ

હિવે વૃત્ત્યર્થ —શ્રી મહાવીર નામેં વર્તમાન તીર્થંનો જે સ્વામી તીર્થંકર તે પ્રતે, સમ્યક્ પ્રકારિં પ્રણામ કરીનેં, છદ્મસ્થ અનેં કેવલીનું આતરું-આપ આપણા સ્વરૂપને જણાવવાના હેતુ ચિહ્ન

कदाचिदपि प्राणानामतिपातयिता भवति । एव सर्वत्रापि भावना ज्ञेया १, तथा मृषा वादयिता भवति २, अदत्तमादाता भवति ३, शब्दादीनामास्वादयिता भवति ४, पूजासत्कारे–पुष्पाद्यर्चनवस्त्राद्यर्चने अनुबृंहयिता भवति–परेण स्वस्य क्रियमाणस्यानुमोदयिता तद्भावे हर्षकारीत्यर्थः ५, तथा इदमाधाकर्म्मादि सावद्य–सपापमिति प्रज्ञाप्य तदेव प्रतिषेविता भवति ६, तथा नो यथावादी तथाकारी भवति–अन्यथाभिधायान्यथा कर्त्ता भवति ७, चापीति समुच्चये । यद्यपि प्राणशब्दः क्वचित् ‘ अजय चरमाणो अ पाणभूआइ हिंसइ ’ इत्यादौ त्रसजीवमात्रवाचकः, क्वचित् ‘ प्राणा द्वित्रिचतुः प्रोक्ताः ’ इत्यादिना विकलेन्द्रियमात्रवाचकः प्रयोगतो दृश्यते, तथापीह महाव्रताधिकारप्रतिबद्धत्वात् जीवमात्रवाचकोऽवसातव्यः। यदागमः- “ सव्व भंते ! पाणाइवाय पच्चक्खामि से सुहुमं वा बायरं वा तस वा थावर वे”त्यादि पाक्षिक सू ( पृ. ८ ) महाव्रताधिकारप्रतिबद्धत्वं च अय केवली उत छद्मस्थो वेति सशयानुपपत्त्या । आधाकर्मादिसावद्यभणनेन च स्फुटमेव प्राणातिपातोऽपि प्राणवियोजनादिना साक्षाज्जीवघातलक्षणो, न पुनरविरतिरूपोऽपि, तस्य परीक्षकाणा ज्ञानागोचरत्वेन परीक्षानङ्गत्वात् परीक्षालक्षणस्यासम्भवात् , परीक्षणीये साधावसम्भवेन हेतो स्वरूपासिद्धत्वप्रसङ्गाच्च । तथा शब्दादयोऽपीह चतुर्थव्रतातिक्रमप्रतिबद्धत्वेन मैथुनसञ्ज्ञासम्बद्धा वक्तव्याः, तेषामेव व्रतातिक्रमहेतुत्वात् वेदोदयवता संयताना सम्भवाच्च । यदागम -सद्दा–रूवा–रसा–गधा–फासाण पविआरणे । मेहुणस्स वेरमणे एस वुत्ते अइक्कमे ॥१॥

---

ઈહા ન કલ્પવી. હિવે કેવલી પ્રાણાતિપાત કર્તા કા ન હુઈ ? તે ઉપરિ કહે છે. કેવલી તો ક્ષીણ થયું જે ચારિત્રાવરણ કર્મ તે પણાથિકુ, નિરતિચારસ યમપણાથિકુ, પ્રતિષિદ્ધના અણસેવીપણાથિકુ કિવારે પણિ નહી પ્રાણનો વધક ઇમ સર્વ છદ્મસ્થને ચિહ્ને ભાવના જાણવી. તિમ છદ્મસ્થ તે મૃષાભાષી કદાચિત્ હુઇ ૨, અદત્તનો લેનાર હુઇ ૩, શબ્દ-રૂપાદિકનો આસ્વાદનાર હુઇ ૪, પૂજા અને સત્કાર-જે પુષ્પાદિકે અર્ચન અને વસ્ત્રાદિકે અર્ચન તે પ્રતિ અનુમોદનાર હુઇ. પરે પોતાને કરતા અનુમોદનાર એતલે પૂજાદિક છતે હર્ષનો કરનાર હુઇ ૫, એ સ્પષ્ટાર્થ, એ આધાકર્માદિ સાવદ્ય તે સપાપ એહવું કહીને તે પ્રતિંજ સેવનાર હુઇ ૬, જેહવુ બોલે તેહવું કરી ન સકઇ અન્યથા બોલીને અન્યથા કરનાર હુઇ ૭, એ સૂત્ર મધ્યે च अपि શબ્દ છે તે સમુચ્ચયાર્થ કહે છે. એતલે તે સાતે લિંગ છદ્મસ્થપણાના જ્ઞાપક જાણવા. પ્રાણશબ્દ તે કિહાંકણિ ‘ અજયણાઇ ચાલતા પ્રાણ ભૂતની હિંસા કરે ’ ઇત્યાદિ સ્થલે પ્રાણ શબ્દ તે ત્રસજીવ માત્રનો વાચક, ‘ બેંદ્રિય-તેંદ્રિય-ચતુરિંદ્રિય તે પ્રાણ ’ ઇત્યાદિકે કિહાંકણિ વિકલેંદ્રિય માત્રનો વાચક પ્રયોગથી દેખીઇ છઇ. તઉહે પણિ એ સૂત્રને વિષે મહાવ્રતાધિકાર-પ્રતિબદ્ધ પણિ કરી જીવમાત્રનો વાચક પ્રાણશબ્દ જાણિવઉ. આગમ દેખાડે છે- ‘ સર્વ પ્રાણાતિપાતનુ પચ્ચક્ખાણ કરુ છુ. તે પ્રાણ સૂક્ષ્મ અથવા બાદર, ત્રસ અથવા સ્થાવર ’ ઇત્યાદિ । એ સૂત્રને વિષે મહાવ્રતના અધિકાર પ્રતિબદ્ધપણું ઇમ જાણ્યુ જે એ કેવલી અથવા એ છદ્મસ્થ એહવા સંશયને અણ ઉપજવે એતલે ભાવ એ-જે એ કેવલી અથવા છદ્મસ્થ ? એહવો સંશય તઉ ઉપનો જે છદ્મસ્થ મહાવ્રતી;તે પણિ કેવલી સમાન અપ્રમાદી. હિવે તે સંશય ટાલવા વતી (માટે) એ સૂત્રે સાતે લિંગ છદ્મસ્થ સાધુ જણાવ્યો । વલી આધાકર્માદિ સાવદ્ય કહેવે પણિં મહાવ્રતાધિકારનું એ સૂત્ર પ્રગટજ એ સૂત્ર મધ્યે પ્રાણાતિપાત કહ્યો તે પ્રગટજ જીવઘાતરૂપ, પણિ અવિરતિરૂપ નહિં. તે જીવઘાતને છદ્મસ્થ કેવલીની પરીક્ષાના કરનારને જ્ઞાનને અગમ્ય પણિ કરીને પરીક્ષાના અકારણપણાથિકુ પરિક્ષાલક્ષણ સંભવે નહિ તે થિકુ વલી પરીક્ષવા યોગ્ય જે સાધુ તેહને વિષે અસંભવે કરી હેતુને સ્વરૂપાસિદ્ધનું દૂષણ હુઇ. શબ્દ રૂપાદિકપણિ એ સૂત્રે મહાવ્રતાતિક્રમ પ્રતિબદ્ધપણાથી મૈથુન સંજ્ઞા સંબંધી જાણિવા. તે શબ્દાદિક

**छउमत्थो छउमत्थं जाणइ पाणाइवायपमुहेहिं । लिंगेहिं जेहिं सत्तहिं ताइं ठाणंगभणिआइं ॥२॥**

व्याख्या–छद्मस्थः संयतो गृहस्थो वा छद्मस्थं संयतं यैः प्राणातिपातप्रमुखैः सप्तभिर्लिङ्गैर्जानाति तानि लिङ्गानि स्थानाङ्गभणितानि–स्थानाङ्गनाम्नि तृतीयाङ्गे प्रतिपादितानि, तथाहि–सत्तहिं ठाणेहिं छउमत्थं जाणेज्जा तंजहा–पाणे अइवाइत्ता भवति १, मुसं वइत्ता भवति २, अदिन्नमादित्ता भवति ३, सद्दफरिसरसरूवगंधे आसादेत्ता भवति ४, पूतासक्कारे अणुवूहेत्ता भवति ५, इमं सावज्जंति पन्नवेत्ता पडिसेवित्ता भवति ६, णो जहावादी तहाकारी आवि भवति, ७, इति श्रीस्थानाङ्गे ( पृष्ठ ३८९. सू ५५० ) घृत्तिः यथा–यैः स्थानैश्छद्मस्थं जानीयात् तान्याह–'सत्तहिं ठाणेहि'मित्यादि । सप्तभिः स्थानै र्हेतुभूतैश्छद्मस्थं जानीयात्, तद्यथा–प्राणानामतिपातयिता–कदाचित्तद्व्यापदनशीलो भवति । इह प्राणातिपातनमिति वक्तव्ये धर्म्मधर्म्मिणोरभेदात् प्राणातिपातयितेति धर्म्मी निर्दिष्टः । प्राणातिपातनात् छद्मस्थोऽयमित्येवावसीयते । केवली हि क्षीणचारित्रावरणत्वान्निरतिचारसंयमत्वादप्रतिपेवित्वान्न

---

તેહને કહેવે કરીને ભેદ કહીસ્યેં એ સબધ. કિમ? જિન વચનાનુસારિ જિમ હુઇ તિમ. ગાથામધ્યે તથા શબ્દનો અર્થ સમુચ્ચય–બીજુ ભેલવું. એવકાર તે અવધારણ–નિશ્ચયાર્થ એતલે તિમજ, જિનવરનો ઉપદેશ-વચન તે વચનનો વિષય સંબધિ તેહવી જે અનુમોદના–પોતાને ઇષ્ટ જે અર્થ તેહનું સાધનારું જે વસ્તુ વિષયીઓ આત્માનો ઉત્સાહ તે રૂપ અનુમોદના કહીઇ. વા–અથવા, તે આત્માનો ઉત્સાહ તત્પૂર્વક તેહને અનુરૂપ સમાન જે વચનપ્રયોગ તે પણિ અનુમોદના કહી ઇ. તે અનુમોદના પ્રતિં કહીસ્યે. હિવે ઇહા ગાથાનેં વિષે પ્રથમપાદે વાછિત દેવનેં નમસ્કાર રૂપ મંગલીક, અને આગલેં ત્રિણિ પદે એ ગ્રંથનેં વિષે કહિવા યોગ્ય જે વસ્તુ તે દેખાડ્યું, એતલે કદાચિત્ પ્રાણાતિપાત કરઇં ઇત્યાદિ ચિહ્ને છદ્મસ્થ, અનેં સર્વથા કિવારેકિ પણિ પ્રાણાતિપાત ન કરે ઇત્યાદિ ચિહ્નઇં તે કેવલી, ઇમ પરસ્પરે છદ્મસ્થ અને કેવલીનો ભેદ તે એ ગ્રંથને વિષે કહીસ્યે, અને જિન વચનને અનુસારિ જે વસ્તુ હર્ષપૂર્વક વર્ણવવુ તે કહીસ્યે એતલો ભાવાર્થ જાણિવો. (૧)

હિવે છદ્મસ્થ જિમ છદ્મસ્થને જાણિં તિમ કહે છે–**ગાથાર્થ** :–છદ્મસ્થ છદ્મસ્થ પ્રતિં જાણે પ્રાણાતિપાત પ્રમુખલિંગે–ચિહ્ને જેણિ સતિં તે સાતે લિંગ ઠાણુંગમાહિ કહ્યા છે.

**વૃત્ત્યર્થ** :– છદ્મસ્થ અનુમાનને કરણહાર યતી હઉ અથવા ગૃહસ્થ, તે છદ્મસ્થ જે યતી તે પ્રતેં જે પ્રાણાતિપાત પ્રમુખ સાત લિંગઇ જાણિ. તે સાતેં લિગ ઠાણાગને વિષે કહ્યા છે, સ્થાનાગ નામઇ જે ત્રીજુ અગ તે મધ્યે કહ્યા છે, તે કિમ એ ઠાણાગે પાઠ છેં હિવે એ સૂત્રાર્થવૃત્તિ વખાણતા આઠ(વ)સે વતી નથી લિખ્યો ઇમ અન્યત્ર પણિ જાણિંવુ એ સૂત્રની વૃત્તિ દેખાડિ છે–જેણિ ચિહ્ને છદ્મસ્થ જાણીઇ તે પ્રતિં કહે છે એ સૂત્ર માડી દેખાડ્યુ. સાત જે સ્થાનક હેતુ રૂપ તેણિં કરી છદ્મસ્થ ને જાણિં તે કહે છે–પ્રાણનો વધકર્તા છદ્મસ્થ હુઇ તે કિવારેકિં તે પ્રાણીનો હિસન શીલ હુઇ, ઇંહા પ્રાણાતિપાત એહવુ કહે તેં હુંવે ધર્મ–જે આશ્રિત વસ્તુ અનઇં ધર્મી–જે આશ્રય તેહનો અભે(દ)જ વતી પ્રાણનો ઘાતક એહવો ધર્મી જ દેખાડયો 'પ્રાણીના વધથિકો છદ્મસ્થ એ એહવું જાણીઇ ' હિવેં શીલાર્થ ઇંહા ટીકાકાર મતે અવિવક્ષિત છે જે માટિં પ્રાણાતિપાત એતલુ જ કહિઉં તે વતી '<u>કુણેકિં શીલાર્થ દેખાડી ભાવહિંસા એ સૂત્રને વિષઇ જાણવી એહવુ લખ્યું છે તે મિથ્યા જાણિવુ</u> ' વળી ઇહા ભાવહિસા કલ્પતા પ્રમત્તયતી કલ્પવો પડિ અને ભાવહિંસાના નવા ચિહ્ન કલ્પવા પડિં ' વલી વિકથાદિકેં તેં પ્રમત્ત જણાઇ જ છેં તો એ ચિહ્ન સાતે નિરર્થક થાઇં છે ' હાથી દીઠે તેહનેં ચીત્કારિ હસ્તીનુ અનુમાન ન હુઇં ઇત્યાદિ શાસ્ત્રીય પ્રવાહ પણિ લોપાઇ ઇમ અનેક દૂષણ સંભવે છે. તે વતી સંપ્રદાયનો જે અર્થ જે પ્રાણાતિપાતન તે કરિવાથી છદ્મસ્થ જાણિવો એહજ અર્થ કરિવો. પણિ ભાવહિંસા -

